હમો વેલાતથી ખાસ સીખી આવેલી રીત પ્રમાણે સબી કદી

ફીકી નહી પડે તેવી માત્ર

## રૂ. ૬ માં એનલારજમેંત

કરી આપીએ છઈએ.



હમારી ખાસ સાઈઝ એનલારજ કરી ફ્રેમ સાથે કમ્પ્લીટ માત્ર રૂ. ૧૦

હમારી મોટી સાઈઝ રૂ. ૧૨, લાઈફ સાઈઝ બસ્ત માત્ર રૂ. ૨૦ માં.

કોઇ પણ સબી તેને લાયક ફ્રેમમાં ફ્રેમ કરી આપવામાં આવે છે. સબી પાડતાં અને એનલારજ કરતાં સીખવું હોય તો ચાલો

## ધનજીસા સી. ગજદરની દુકાન.

---

જો તમો ઘરમાં કસરત કરી મજબુત થવા માંગતા હોવ તો હમોએ વેલાતથી મંગાવેલા, સેનદોઝ **દેવેલપર** તથા **સ્પ્રીંગ દમબેલસ** વાપરો; માત્ર દર રોજની દસ મીનીટની કસરત બસ છે.

## દેવેલપર તથા દમબેલસ દરેકના રૂ. ૧૦

---

# ધનજીસા સી. ગજદર,

નાં ૧૭, ધોબીતલાવ, પોલીસ પાસે, મુંબઈ.

## સોડા લેમોનેડ બનાવનારા




# ડયુક એન્ડ સનસ

નાં૦ ૧૪, હમમ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

માલેક—મી૦ જમશેદજી ભીખાજી પંથકી.

## જાહેર ખબર.

## સુલતાની વાર્તા સંગ્રહનું સાંકળ્યું.


પાનું.

૮૭ અજમતી વીંટી.
૧૩ અઝીઝ અને અઝીઝાની વાત.
૭૯ અદેખાઇના ભોગ.
૨૩ અબદુલ રેહેમાનની વાત.
૨૩૪ અયારી ઔરતોની વાત.
૩૯ અલ અમનની સખાવતની વાત.
૧૬૫ અલ મદીનાહના આશક માશુકની વાત.
૧૨૭ અલ મલીક અલ નશીર અને તેના વઝીરની વાત.
૪૨૧ ઇનસાફની એક વાત.
૯૭ એક આદમી ગધેડો બન્યો તેની વાત.
૩૩ એક કપટી ઓરતની વાત.
૪૬ એક કામીલ મર્દ અને તેની માશુકની વાત.
૧૦૬ એક પાકીઝે જોગનની વાત.
૭ એક ખીસાકાતરૂ અને એક ચોરની વાત.
૧૬૮ એક ફયલસુફ આખુનજીની વાત.
૪૧૩ એક બુઢયા અને સેતાનની વાત.
૩૫૯ એક રાક્ષસી અઝદાહની વાત.
૧૮૪ એક લુચ્ચા આશ્રફની વાત.
૪૮ એક સખી હાકીમની વાત.
૧૮૯ કમનસીબ બાનુની વાત.
૪૪૩ કલીફ હારૂન અલ રસીદ માટે મતો.
૧૭૪ કલીફના કવીઓ, ગાનારાઓ, વગેરેની વાતો.
૧૬૯ કવી અબુ નવાસની વાતો.
૪૧ કામ લીયે દામ ઓર દામ લીયે કામ.
૧૨૯ કાસીમનો કીનો.
૧૪૪ કીસ્મતનો ચમતકાર.
૮૮ કુનેહબાજ કાઝી.
૧૫૧ કેરોના સુલતાન મહમદની તવારીખ.
૪૯ ખાન કયાહના એક ઘેલા આશકની વાત.
૧૨૮ ખાવીંદને ઠગનાર ઓરતની વાત.
૨૮૦ ખાવીંદ પર કુરબાન ઓરતની વાત.
૨૦૬ ખુંધા આખુનજીની કહાણી.
૩૪૪, ૩૫૭ ગુલગુલે ચમની વે તીફલીસની શાહજાદીની વાત.
૧૯૫ ગુલામ ફરોશોની વાત.
૩૩૩, ૩૫૦, ૩૬૯ ચીનના શાહજાદા હઝીમ ચાન્તીની વાત.
૯૯ છકકે પંજેબાઝની વાત.
૧૬૨ છુપી મદદ કરી દુખ ખમનાર શખ્સની વાત.
૫૦ છોકરૂં જણનાર કાઝીની વાત.
૧૧૦ જાફર અને મશકેરાની વાત.

## જાહેર ખબર.

---

### સુલતાની વાર્તા સંગ્રહનું સાંકળ્યું. (ચાલુ.)

પાનું.


૩૮૯ જુડર અને તેના સાવકા ભાઈઓની વાત.
૩૦૫ ઝયબક અને ઝઈનબની વાત.
૨૧૨ ત્રણ બેહેનો અને તેમની માદરની વાત.
૨૫૭ દમાસ્કસના ત્રણ ખુંધા ભાઈઓની વાત.
૧૫૧ દરવીશ થયલા બાદશાહની વાત.
૩૭ દીલે ફયાઝ અબુ ઝરની વાત.
૨૯૦ ધીરજવંત વેપારી અને સુથારની વાત.
૧૦૩ નમાઝી ઓરતપર ખોટો આરોપ મુકનારાઓની વાત.
૧૦૦ નામવર હારૂનને ઠગનારાઓની વાત.
૧૧૩ નુહાસ અફસરની વાત.
૨૬૬ નેકી બદીની એક વાત.
૪૨ પાક અશમત નાજનીન.
૮૩ ફરેબે ફીત્ના.
૯૫ ફીલસુફ હરફુશ અને નીમાઝી ભઠયારાની વાત.
૩૪ બદાવી અને તેની બીબીની વાત.
૩૭૨ બગદાદના બે વેપારીઓની વાત.
૧૦૨ બાયડી કરતાં ગધેડાંને સ્યાણું ગણનાર આદમીની વાત.
૩૬૭ બીઝાગ અલ–આસનાની વાત.
૨૦૭ બેઅકલી આપુનજીની કહાણી.
૧૮૭ મકકારે મરદની સીફત.
૪૧૬ મધનાં ટીપાંની વાત.
૬૫ મલીક શાહની મુશીબત.
૪૫ મરણ બાદ નેકાહ કરાવનાર શેખની વાત.
૪૭ મ્હોબતી નીસુલની વાત.
૪૨૪ માઅરૂફ મોચી અને ફતીમા બીબીની વાત.
૧૧૧ યુનુશ લેખક અને કલીફ વાલીદની વાત.
૧૩૭ યોગીરાજ અને બાગદાદનો બાવરચી.
૪૧૭ રાજા, ફકીર, ખચ્ચર સ્વાર અને દરજીની વાત.
૨૦૩ રાતે સેલગાહ કરનાર મોસી સુલતાનની વાત.
૩૧ લુકમાનની લુચ્ચાઈ.
૯૦ લેખ્યા લેખ ન ફીટે.
૨૦૮ લંગડા આપુનજીની કહાણી.
૨૯૧ શાહજાદી ગુલ હીન્દી અને શરીફલદીનની વાત.
૪૦ સખાવતે શાહ યાહા બીન ખાલીદની વાત.
૬૦ સાબેર સલીમાં.
૨૮૨ સીન્ડબની વાત.
૧૫૬ સોદાગર સાહેબની સોદાઈ.
૧૦૫ સો બાંદીઓ ધરાવનાર સોદાગરની વાત.
૧૮ હક ઈનસાફની વાત.

જાહેર ખબર.

# માણેકજી એદલજી વાછાનાં પુસ્તકો માટે વર્તમાનપત્રોનાં થોડાંક મતો.

**મુંબઇ સમાચાર** લખે છે:—પુસ્તક એકવાર હાથમાં ધર્યા પછી કંટાળો આવતો નથી, પણ ઉલટું તે પુરૂં કરવાની વાંચનારને ઇચ્છા થાય છે.

**અખબારે સોદાગર** લખે છે:—નીરદોશ અને દીલખુશ વાંચણથી ભરપુર પુસ્તક, દરેક ઘરમાં ફુરસદના વખતે મગજને રમુજ આપવા માટે રાખવા જોગ છે.

**જામે જમશેદ** લખે છે:—ગુજરાતી વાર્તા–લખાણનો લાંબો માહવરો હોવાથી આ પુસ્તક રસીલી રીતે લખાયલું નજરે પડે છે. લખાણની ભાષા તથા ઇબારત સાદી અને મનપસંદ છે.

**ગુજરાતી** લખે છે:—આ રસીક વાર્તાસંગ્રહ યાને જુદાજ પ્રકારની વાર્તાના ભંડોળનું આ પુસ્તક હસ્તીમાં આવ્યું છે.

**કયસરે હીંદ** લખે છે:—મી૦ વાછા પણ ખાંડયા નહીં જાય તો! વરસો થયાં તેવણના હાથે કલમ આવી રહી છે, અને વાંચનારનું દીલ ખેંચી રાખવાની તેમાં શકતી છે. વાંચક વર્ગ તો અમને ખાત્રી છે કે આ નવી કેતાબ હોંસે હોંસે વાંચશે.

**હીંદી પંચ** લખે છે:—મી૦ વાછા જોકે એક ઝવેરી નથી, તોપણ હીરા અને માણેક પારખવાની સારી કુનેહ તેઓ ધરાવતા દીસે છે, અને તેથી વાર્તાના સાહીત્યની ખાણમાંથી સુંદર માણેકો ખોદી કહાડી તેમને પંચ પ્રજા હજુર ધરવાનો ઉમંગ તેઓએ ચાલુ રાખ્યો છે. મી૦ પંચ તેમના એ ઉમંગને ફતેહ ઇચ્છે છે કે તે વધતો અને ખીલતોજ રહે.

**રાસ્ત ગોફતાર** લખે છે:—પોતાની આ વાર્તાઓને રસીલી બનાવવાને કર્તાએ કશી બાકી રાખી નથી.

**અખબારે ઇસ્લામ** લખે છે:—એકે એક વાર્તા એકબીજીને ભુલાવે એવી રસકસથી ભરપુર છે. વળી કેટલીક વાર્તાઓ એટલી બધી તો રમુજી છે કે ગમે તેવો કુંજરો સ્વભાવ ને બળીએલ વાંચનાર પણ મોંહ મળકાવ્યા વના રહેશે નહી.

**ગડગડાટ** લખે છે:—નવીન ને નામચીન નમુનાદાર પુસ્તકથી કોણ અજાણ્યું છે? આજ તો બા એ પુસ્તકની તારીફ જ્યાં ને ત્યાં થાય છે તો બંદો તડ ને ફડ પણ તેની તારીફ કરે તેમાં શી નવાઇ? પુસ્તક સરસ, તેમાં સમાયલું તત્વ સરસ, લખાણની ઢબછબ સરસ, મુળ મુદ્દાની વાર્તા સરસ, અંદરનાં ચીત્રો સરસ, દરેક રંગ રૂપ સરસ અને છેવટે જે ને તે સરસ એટલે પછી તેમાં નરસ હોય પણ શું?

☞ જુઓ પાના ૨, ૩ અને ૬.

# ગુલશન.

## યાને અરસપરસની દુન્યા.



લખનાર તથા પ્રગટ કરનાર;
**માણેકજી એદલજી વાછા,**
તે 'ગોલ્ડન ગુલ', 'કાઉન્ટ ઓવ મોંટેક્રીસ્તો', 'શીવાજી', '૧૮૫૭ નો બળવો', 'થાપુર', 'એદલ કાકા', 'સુલતાની વાર્તા સંગ્રહ', વગેરે પુસ્તકોના કર્તા.



કીમત
રૂપીઆ એક.

હક્કબંધ તથા છુટક વેચનારા:
જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ.
પારસી બજાર, કોટ, મુંબઈ.

## માણેકજી એદલજી વાછાકૃત પુસ્તકો.

| | |
|---|---|
| | રૂ૦ આ૦ |
| * ઇન્ડયન નાઇટસ યાને હીન્દી વાર્તાઓ ... ... ... | ૦–૧૦ |
| * એદલ કાકા ... ... ... ... ... ... | ૦– ૪ |
| કલીફ હારૂન અલ રશીદ (ચીત્રો સાથે) ... ... ... | ૨– ૪ |
| * કાઉન્ટ ઓવ મોંટે ક્રીસ્તો ... ... ... ... | ૧– ૮ |
| ગુજરાતી સાઇકલોપીડયા (ભાગ ૧ લો) ... ... ... | ૧– ૮ |
| ગુલશન ... ... ... ... ... ... | ૧– ૦ |
| * ગોલ્ડન ગુલ... ... .... ... ... ... | ૧– ૦ |
| દખણની દંત કથાઓ (ચીત્રો સાથે) ... ... ... | ૧– ૦ |
| નવી અરેબ્યન વાર્તાઓ (ચીત્રો સાથે) ... ... ... | ૧– ૮ |
| નશીબના નખરાં યાને ઉલટાં સુલટાં કીસ્મતો ... ... | ૧– ૦ |
| * પાંડુરંગ હરી... ... ... ... ... ... | ૦– ૮ |
| * બાપુ બ્રાહમણ ... ... ... ... ... | ૦– ૪ |
| * મગરૂર મેરીઆ ... ... ... ... ... | ૦– ૮ |
| * માળી મદારી યાને ૧૮૫૭ નો બળવો(ચીત્રો સાથે)... ... | ૦–૧૦ |
| * શાપુર તથા શરમાળ સપલ ... ... ... ... | ૦– ૬ |
| * શીવાજી તથા રોપ્પીનારા ... ... ... ... | ૦– ૬ |
| સુલતાની વાર્તા સંગ્રહ (ચીત્રો સાથે) ... ... ... | ૨– ૮ |
| * સોરાબશાની સોરતી ... ... ... ... ... | ૦–૧૦ |
| એસ્યન નાઇટસ (છપાય છે) | |

☞ ચેતવણી:—ઉપલાં પુસ્તકોમાંનાં આ * નીશાનીવાળાં ખપી ગયાં છે. બાકીનાં સર્વે જાણીતા ચોપડી વેચનારાઓને ત્યાંથી મળશે.

☞ જુઓ પાનું ચોથું.

મુંબઈ સમાચાર પ્રેસ, ફ્રીયર રોડ, કોટ, મુંબઇ.

# પ્રસ્તાવના.

દાહેકાથી વધુ વરસો પર મારી કલમથી દજનેક વાર્તાઓ બાહેર પડી હતી; ત્યાર પછીના અરસામાં કેપ્ટન સર રીચરડ બરતનની અતી મોંઘી કીંમતની પ્રખ્યાત "અરેબ્યન નાઇટ્સ" ને ગુજરાતી જબાનમાં ફેરવવાના કામ પછવાડે મારી ફુરસદના વખતમાં મંડયો, જેના પરીણામમાં એ પ્રખ્યાત "નાઇટ્સ" અત્યાર તુલીક "નવી અરેબ્યન વાર્તાઓ," "કલીફ હારૂન અલ રશીદ" અને "સુલતાની વાર્તાસંગ્રહ" નાં પુસ્તકોમાં બાહેર પાડવા શકતીવાન થયો, અને એ "નાઇટ્સ" વગેરેમાંની વધુ વાર્તાઓ "એસ્યન નાઇટ્સ" (લગભગ છપાઇ તૈયાર થવા આવેલી છે) માં જણાશે. એ સઘળાં પુસ્તકોમાં આવેલી વાર્તાઓ કોઇપણ ગુજરાતીમાં છપાયલાં "અરેબ્યન નાઇટ્સ"ના પુસ્તકોમાંના કરતાં, જુદી અને નવીજ છે. આ પુસ્તકો બાહેર પડતા હતાં, ત્યારે કેટલેક ઠેકાણેથી મારી અસલ લંબાણ વાર્તાઓ પેઠે બીજી નવી વાર્તાઓ લખવા સુચવવામાં આવ્યું. પેહલાં મારૂં તેપર મન ઠસ્યું નહીં અને જુદાજ વીસ્તારપર મારી કલમ ઉતરી પડી જેના પરીણામ દાખલ "દખણની દંતકથાઓ" નામના પુસ્તકે હસ્તી જોઇ. મારાં આગલાં સર્વ પુસ્તકોની પેઠે આ નવાં પુસ્તકો માટે પણ સારો અભીપ્રાય જોઇ અને તેજ વખતે મારી આગલી કેટલીક મોટી વાર્તાઓ માટે પરપુછ થતી જોઇ તેહેકીક કરતાં જણાયું કે એ સર્વ પુસ્તકો ખપી ગયલાં હતાં અને ચોક્કસ વાર્તાઓ ફરીથી છપાવવા માટે પુસ્તકો વેચનારાઓ તરફથી મને ભલામણ કરવામાં આવી. શું કરવું તેના વીચારમાં હતો, તેટલાં પ્રખ્યાત "મુંબઈ સમાચાર" તરફથી તે પત્ર માટે મોટી વાર્તાઓ લખવાનું કામ સોંપવામાં આવ્યું, જેના પરીણામ દાખલ લાંબે તફાવતે "ઇસ્કંદર બે" ની વાત ઝડપમાં લખી કાઢી. ઉતાવળમાં જો કે એ વાર્તા લખાઇ હતી, છતાં લોક પસંદ નીવડવાથી બીજી વાર્તા લખવા સુચવવામાં આવ્યું. આ વેળાએ મને નવો વીચાર આવ્યો. બીજી ભાષામાં છપાયલાં પુસ્તકોનો સેજસાજ ઈતેખાબ લઇ ઇતીહાસીક મોટી વાર્તા લખું તો કેમ? પ્રખ્યાત ફ્રેંચ લખનાર મોસ્યુ એલેકઝાંડર ડુમાની "બ્રીગંડ" નામની નવલકથા મેં આગળ વાંચેલી હતી અને આ વખતે ફરીથી હીન્દી મોટી તવારીખ વાંચતો હતો, તે પરથી મને બીજો વીચાર આવયો. "ખ્યાલ ખ્યાલને દોરવી લઇ જાય છે" એમ શાએરો લખી ગયા છે, અને તેજ મુજબ મારા બાબમાં બન્યું. હુમાયુન શહેનશાહની પડતી ચઢતી મને ઘણી મન રંજન લાગી: તેથી એ મ્હાન શાહની જીંદગીનાં જે પુસ્તકો મને મળી આવ્યાં તેનો મેં અભ્યાસ કીધો અને તેની સાથે મોસ્યુ ડુમાની ઉપર જણાવેલી નવલકથાનો થોડો ઘણો સાર લઇ ચીત્રી કાઢયું; જેના પરીણામ દાખલ આજનું પુસ્તક ખડું

છેલ્લું છે. એ વાર્તા અસલ તો "મુંબઈ સમાચાર" માટે ખાસ લખવામાં આવેલી હોવાથી તેમાં કટકે કટકે પ્રગટ થઇ અને લોકપ્રીય નીવડવાથી પુસ્તકના આકારમાં બાહેર પાડવામાં આવી છે. બાબર-હુમાયુનને લગતાં અસલ પુસ્તકોમાં બનાવોનાં વરસો માટે ભુલો થયલી મારા જોવામાં આવ્યાથી છેલ્લામાં છેલ્લી શોધ મુજબ ખરાં વરસો મેં ટપકાવ્યાં છે.

માણેકજી એદલજી વાછા.



# ગુલશન અથવા અરસપરસની દુન્યા.

## પ્રકરણ ૧ લું.

### થોડાક ઈતીહાસીક બનાવો.

આપણી વારતાની શરૂઆત આજથી આસરે સાડી ત્રણસો વરસ ઉપર થાય છે. તે સમય હીંદ માટે ઘણો ચીંતાતુર હતો. હીંદની તવારીખથી જાણીતો દરેક આસામી તેથી વાકેફ હોવો જોઈયે. બાબરશાહ યાને ઝહીરૂદીન મહમદ હીજરી સને ૯૩૨ યાને તારીખ વીસમી એપ્રીલ ૧૫૨૬ ને વાર શુક્રના રોજે દેહલીના પઠાણ શાહ ઈબરાહીમ હુશેન લોદીને પાનીપતની પ્રખયાત લડાઈમાં હરાવી કતલ કીધા પછી હીંદનો માલેક થયો હતો, અને પાંચ વરસ હીંદની રાજધાની દેહલી ઉપર હકુમત ભોગવી આ દુનયામાંથી ઉઠાંગરી કરી ગયો હતો. તેની પછી તેનો વડો બેટો નસીરૂદીન, જેને આપણે હુમાયુન દાખલ ઓળખયે છીયે, તે પોતાની બાવીસ વરસની ઉમરે આગ્રાના તખત પર બેઠો, અને પોતાના ભાઈઓને જુદા જુદા દેશો તથા પ્રાંતોની હાકમી સોંપી. તા૰ ૨૬ મી જુન ૧૫૩૯ (૯ મી સફર, હીજરી સને ૯૪૬) માં બીહાર પ્રાંતમાં ચઉનસા નદીને કાંઠે એક ખુનખાર લડાઈમાં શેરખાં યાને શેરશાહને હાથે પેહેલી વખત, અને તા૰ ૧૭ મી મે ૧૫૪૦ માં મોહરમને દીને કનોજ ખાતે બીજી વેળા હારયા પછી સરવસ્વ છોડી તેને છુપાછુપ નાહાસવાની ફરજ પડી હતી. જે રાજધાની એક વેળાએ હુમાયુનની સેજ ઇસારતને નમી તેનો દરેકે દરેક હુકમ બજા લાવતી હતી, તે હવે તેને નાફરમાન થઈ, અને તેને નાસી જવાની ફરજ પડી. તેના ઘણાખરા સરવ માલેતુજાર અમીર ઉમરાવો હુમાયુનની પડતીપર હસવા લાગયા. હમેશાં બને છે તેમ ફકત ગરીબો તેની બાતેનમાં દયા ખાવા લાગયાં. પણ ચઢતી પડતી સરવની છે. હુમાયુન ભરાતો છુપાતો નાઠો. જે ભાઈઓને તેણે હાકમી આપી નવાજયા હતા તેઓજ હવે તેનું કાટલું કહાડવા બાહેર પડયા. આ જોઈ તે હીંદની સરહદ છોડી નાઠો. આ મુશકેલી વેળાએ આગલા વખતનાં જાહોજલાલી ભોગવી ગયલાં પારસીઓનાં પયારાં બાપીકાં વતન ઈરાને તેને આશ્રો આપયો. ઈરાનના શાહ તહમાસપે તેનો આદરસતકાર કીધો અને તેને પોતાના સઈનયથી મદદ આપવા કબુલાત આપી.

હીંદથી પંદર વરસના હુમાયુન શાહના દેશવટા દરમયાન દેહલીના પ્રખયાત તખત પર પાંચ શાહો રાજય કરી ગયા: (૧) શેરશાહ, (૨) તેનો છોકરો સલીમશાહ, (૩) મહમદશાહ આદીલી, (૪) ઈબરાહીમખાં અને (૫) સીકંદરશાહ.

શેરશાહના અમલ દરમીઆનમાંજ હીંદમાં જે ગેરવયસ્થા ચાલી રહી હતી, તે તેના મરણ બાદ વધી પડી. તખતપર બેસવું સેહેલ છે, પણ હુશીયારી અને દાનાઈથી અમલ કરવો એ થોડાકોનાજ નસીબમાં સરજેલું છે. શેરશાહના વંશજો નબળા નીવડયા. અમીર ઉમરાવોનો દસ્ત વધી ગયો. કીરધી, સર કઈઝાહ વગેરે લુચા, લફંગા અને રાહમારૂઓનો દરોરો વધી પડયો. તે વેળાએ હીંદમાં મુસાફરીએ નીકળવું ઘણું જોખમ ભરેલું ગણાતું હતું, પણ આવી ગેરવયવસ્થાથી તો તેમાં ઓરબી વધારો થયો. હાથમાં તેના સાથમાં; મારે તેની તલવાર; જે જોરેમંદ તે ફાવી નીકળે; નબળો પોચો માર ખાય, લુટાઈ જાય યા મયો જાય. માહોમાહે કુટફાટ. ઘણી કરડી યા ઘણીજ નબળી રાજનીતીનું પરીણામ એજ નીવડે. મોટી મોટી મહાન પ્રજાઓની હકુમતનો એવાં કારણોને લીધેજ અંત આવેલો તવારીખનો દરેક અભયાસી જાણે છે.

ઉપલા ઈતીહાસીક બનાવો વરણવા કેટલું અગતયનું છે તે હવે વાંચનારને આગળ ચાલતાં માલમ પડશે. આ લખનારે ફકત ટુંકસાર આપયો છે કે જેથી વાંચનારને કંટાળો ન ઉપજે. હવે આપણે આપણી વારતા આગળ ચલાવીશું.

## પ્રકરણ ૨ જું.

### કીરઘી ધરમશાળા.

કંદહારથી દેહલી તથા આગ્રા વગેરે હીંદનાં શેહેરોમાં આવવાના બ્રીટીશ અમલના પ્રતાપથી હમણા ખાસ્સા સલામત રસતા છે. પણ જે વેળા આપણી વારતા શુરૂ થાય છે, ( એટલે કે હુમાયુન શેહેનશાહને દીલ્હીનું અમર ગણાતું તાજ પડતું મેલી નાહાસી જવાની ફરજ પડી તે વાતને ચઉદ પંદર વરસ થવા આવયાં ) ત્યારે હીંદનાં શેહેરો તથા ગામોમાં જવાના રસ્તાઓ સારી હાલતમાં રાખેલા નહી હતા અને વળી ઘણાજ જોખમભરેલા પણ ગણાતા હતા. તેમાં જે જે ઠેકાણે ગીચ ઝાડોવાળી ખીણો, જંગલો તથા ઉલુઘ-ટઘ તથા કુચીક-ટઘ અને બેલુટ-ટઘ જેવી ટેકરીઓની અલગાર લાગી રહેતી હતી તે તો મુદલ સલામત ગણાતા નહી હતા. ચોરો અને કીરઘી અને સર કઇઝાહ લુટારૂઓ તથા રાહમારૂઓ તયાં દોર ચલાવતા હતા તેમાં શેરશહે કલીંગરના કીલ્લાપર તા૦ ૨૪ મી મે ૧૫૪૫ એ કીધેલા હલ્લા અને ફતેહ પછી તેજ દીને તેનાં નીપજેલાં મરણ પછી કુલ આલમના આ શત્રુઓ ઘણા પગભર થઇ ગયા હતા. શેરશાહે તેમનો દોર તોડવા પોતાથી બનતું કીધું હતું અને કેટલેક ઠેકાણે એ બદમાશોપર ત્રાસ બેસાડવામાં તે શાહ ફાવયો પણ હતો. લેકીન તેની પછી તેના વંશજો નપળા નીવડયા, જેનો લાભ લુચા લફંગાઓ પુર બાહારમાં અને પુર આશાનીથી લેવા લાગયા. એવા અમલ દરમીઆન નુરાબાદ શેહેર પોતાના પુર બાહારમાં ઝમઝમી રહયું હતું. મોટી મોટી હવેલીઓ, પાણીના ફડકડ વહેતા ફુવારાઓ, મસ મોટા આંખોને ઠંડક પમાડનારા લીલાં, પીળાં, જાંબુરાં વગરે સુગંધી અને ફળદાર ઝાડો ધરાવનારા બગીચાઓ, હાથીઓની અંબાડીઓ. ઠમકદાર ઘોડાઓ, ધીમે ધીમે ડોક હીલાવી ચાલતાં ઉંટો, કલાહોલ કરતા ભપકાદાર પાલખી ઉંચકનારાઓ, ભરચક થયલાં બાઝારો, દેશ પરદેશથી હાડમારી ભોગવી આવતા મુસાફરો, ઝાડોની ઘટામાં કાનને ખુશ કરે એવાં ગાયન ગાતાં રંગબેરંગી પક્ષીઓ, મંદીરોમાંથી સંભળાતા દેવ દેવીઓને જાગરૂત કરવાને વાગતા ઘંટો, મસજીદોના મીનારાઓપરથી અલ્લાહની બંદગી કરવા પુકાર કરતા બાંગીઓ, નીરમળ પાણીઓથી લગભગ છલાછલ થયલા ઘડાઓ માથે ઉઠાવી લઇ જતી પનીઆરણો, નદી કાંઠે ધપધપ કરતા કપડાં ધોતા ધોબીઓ, ઘાંટડીઓના અવાજો સાથના બળદોની ગાડીઓ.-એ ઉપરાંત તરેહવાર રીતે ધવજા ફડકાવી રહેલું શેહેર તે આ નુરાબાદ હતું. તે આજે તદન નાશ પામયું છે. મોટી મોટી અને મજબુત ગણાતી તેની હવેલીઓની નસલ પણ હમણા દેખાતી નથી.

તે વેળા નુરાબાદનો વેપાર પણ બહોળો ચાલતો હતો; એટલે, અવારનવાર વનજારો પણ લુટારૂઓ વગેરેની હેરાનગતી સહેવવાનો જોખમ ખેડી લઇ ઝાડોથી ભરપુર ટેકરીઓ યા પહાડોમાં કહાડેલા રસ્તાઓ પરથી નુરાબાદ આવતી જતી હતી. જયારે વણજારેમાં હથયારબંધ માણસોની સંખયા મોટી હોય ત્યારે બનતા તુલીક પાહાડોમાં ભરાઇ બેસતા આ સર કઇઝાહ યાને લુટારૂઓ તેમને છેડતા નહી. જયારે ફતેહ મેળવવાની પુર આશા હોય ત્યારેજ એકાએક તેઓ તેમની પર છાપો મારતા હતા. એવા એક પહાડ પર અસલથી એક ધરમશાળા જેવું મકાન હતું. શેરશાહની મજબુત હકુમત દરમીઆન આ મકાન ખાલી જણાતું હતું, પણ તેની પછી ગાદીએ બેઠેલા સલીમશાહના વખતમાં તે કોઇ કોઇ વેળા વસાયલું દીસતું, અને તેને વીષે આસપાસ થોડી ઘણી અફવાઓ ઉડી રહી હતી. સલીમશાહ અને સીકંદરશાહની વચેના અમલ દરમીઆન એ ધરમશાળા કાંઇજ નહી પણ કીરઘી તથા સર કઇઝાહ યાને લુટારૂઓનું ખરી રીતે ધામ થઇ પડયું હતું, અને તે વીષેની લોક ચરચા ચાલુ રહી હતી. ધરમશાળાનું નામ ધરાવનારાં પણ ખરી રીતે લુટારૂઓના આ ધામમાં દાખલ થવાનો મારગ લાંબે તફાવતથી ઘણો આડો અવળો હતો. આ મકાનની કેટલેક છેટે ઠેકાણે ઠેકાણે માણસોની ઘોરો જણાતી હતી, જેને માટે જાણીતાઓ ડોકું ધુણાવી અસેમસે જણાવતા કે તે બાપડાંઓ લુટારૂઓના હથયારોનાં ભોગ થઇ આ ઠેકાણે હમેશાગીનો આરામ લેતાં હતાં.

ધરમશાળાની આટલી ઓળખ હાલ તરત પુરતી થઇ પડશે.

## પ્રકરણ ૩ જું.

### પહાડી જંગલની સુંદરી.

જે પ્રમાણે ધરમશાળામાં ખાસ્સો ઉતારો મેળવી થાક ઉતારી લેવા અજાણ્યા મુસાફરો હોંસ ભેર દોડી પોહોંચવાની ઉતાવળ કરે તે પ્રમાણે ઉતાવળમાં કલમનો ઘોડો દપટાવી જવાથી ધરમશાળાને છેટે એક ઝાડના છાયડાં હેઠળ બેઠેલી એક ખુબસુરત નાજનીન તરફ નજર ફેંકતાં આપણે વીસરી ગયા છીયે. જે વખતે આપણી વારતા ઉઘડે છે તે વેળા આ નાજનીનની ઉમર, કાંઇ ચઉદ પંદર વરસની વયની ધારે. તેણીનો પોશાક તદન સાદો પણ સેહેજ વીચીત્ર હતો. રીતભાત ગામડયન જેવી જણાતી હતી. તેણીથી થોડે દુર એક મેંઢા ચરતો હતો. પેલી અબળાના બાલ લાંબા કાળા ભમર જેવા હતા. જે વખતે આપણે બોલયે છીએ તે વખતે—એટલે ઇસ્વી સન ૧૫૫૫ માં—"વતન! મારાં પયારાં વતન!" નું ગાયન ઘણુજ મનખુશ હલકથી તેણી લલકારતી હતી. પણ કોઇ પુછશે કે તેણીના શરીરનું વરણન? બારીક વરણન કરી કંટાળો નહી આપતાં એટલુંજ જણાવીશું કે તેણી પહાડની એક ખુબસુરત પરી હતી. તેણીની રીતભાત તથા સાદા વીચીત્ર પોશાક છતાં તેણીની પેશાની કોઇ ઉંચા ખાનદાનની ગવાહી પુરતી હતી.

પહાડોની આ સુંદરીના સંબંધમાં અજબ જેવું એ હતું કે, આ એકાંત જગયામાં પેલાં મેંઢા સેનાય બીજું કોઇ પણ તેણીની નજદીક ન હતું. એક મોટા દરખતના છાંયા હેઠળ એક પથરપર બેસીને તેણી ગાયન લલકારતી હતી. જયારે તેણીના ઉઘાડા પગોનાં તળયાં નાળાંના છાલકાં પાણીમાં ઝુલાવેલાં હોવાથી એક ચીતારાની પીછી માટે ઘણો રળયામણો દેખાવ પુરો પાડતાં હતાં. ખુશ નાજુક હલકે શરોદ કાઢી હંસ જેવી ગરદનને વળાણ આપી નીચેના નીરમળ આબમાં પોતાનો પડછાયો જોવામાં નાજનીન એટલી તો મશગુલ થઇ હતી કે, તેણીને એકલી અટુલી ઉંડા વીચારમાં બેઠેલી જોઇ ગભરૂ દેખાવના એક જવાન ઘોડેસવારે ધસતા આવી પોતાના ઘોડાની લગામ ખેંચી એકાએક અસ્વને દોડતો અટકાવયો નહી, ત્યાં સુધી તેના આવી પહોંચવાની તેણીને કશી સુરતા રહી નહી. પણ પેલા ઘોડેસવારને એકાએક પોતા નજદીક આવી ઉભેલો જોઇ તેણીએ પોતાની નાજુક ચશમો તેની તરફ ફેંકી, તો ઘોડાના જેવોજ તેનીપર સવાર થયલો શખસ તેણીને દીલકશ જણાયો.

"અય નાઝનીન! અહીં એક ધરમશાળા છે તે કયે ઠેકાણે?" ઘોડેસવારે તેણીને પુછયું.

ધરમશાળા શબદ સાંભળતાંજ પેલી નાઝનીન ચમકી, ફીકી પડી ગઇ અને બે એક પળ પેલા ઘોડેસવાર તરફ ટીકીને જોવા લાગી. ઘોડેસવારે આસપાસ નજર ફેંકી તો દુર તેને એક મકાન નજરે પડયું.

"કાંઇ નહી! હા, એજ ધરમશાળા!" બોલી, નાજનીન જવાબ આપે તે આગમચ તેણે ઉતાવળથી પાછો ઘોડો દપટાવયો. તેને જતો જોઇ પાહાડી જંગલની આ સુંદરીએ નીસાસો નાખયો, અને બડબડી: "ગાફીલ બીચારો! હા! અય મુસાફીર! આખરી સલામ! અલ્લાહ તારો નીગેહબાન!"

પણ તેણી આ શબદો શા સારૂ બોલી? આપણે જો પેલા જતા ઘોડેસવાર મુસાફર સાથે મુસાકરી ચાલુ રાખીશું તો તેનો ભેદ ઝટ માલમ પડશે. તે મેળવવા સારૂ આપણને પેલી સુંદરીને હાલ તરત છોડી તેની સાથે જવું જોઇશે.

## પ્રકરણ ૪ થું.

### પ્યારનો પેગામચી.

જંગલની પેલી ખુબસુરત નાજનીનના "હા! અય મુસાફીર! આખરી સલામ! અલાહજ તારો નીગેહબાન!"ના ભરમભરયા શબદો પર હાલ તરત નજર પોહોંચાડવા વગર આપણા ઘોડેસવાર સાથે આપણે મુસાફરી ચાલુ કીધી છે. આપણે હવે એક ઘણીજ સાંકડી ગલી આગળ આવીને કુચીક-ટશ યાને ટેકરી ઘણી રંજ સાથે ઉતરયાં અને તેટલીજ રંજ સાથે સામેના બીજી ઉલુધ-ટશ યાને ટેકરી ચઢવા માંડી કે જેથી પેલાં અસલ મકાન તરફ આપણે પુગયે.

મુસાફરનું સઘળું ધયાન ફકત મકાન તરફ હતું: એટલે કેટલેક છેટેથી આસરે ૬ જનેક માણસો ચટાપાટ ઝાડીઓમાં સુઇ જ

ઇ તેને નીહાળતા હતા તે તેને માલમ ન હતું. પેલાઓ પાસે ફાની હથયારો તઇયાર જ હતાં, પણ ઘોડેસવારને ધરમશાળા તરફ જ જતો જોઇ ભર રસ્તામાં ઘોંઘાટ કરયા કરતાં નીરાંતથી પેલાં મકાનમાંજ હમેશની પેઠે કામ કરવા તેઓએ પસંદ કીધું, અને પોતાના હાથમાંથી હાલ તરત જાણીજોઇ તેને જતો છટકવા દીધો. આ છુપાઇ રહેલાં માણસો કોઇજ નહી પણ ઘોરોને ખોરાક પુરો પાડનારા લુટારૂ ખુનીઓ હતા.

"તારી થેલી યા તારો જાન!" નીરાધાર મુસાફરોને મળતાં તેઓ આ સવાલ કરતા હતા. આ તેમની રીતભાતથી પેલી નાજનીન તદન જાણીતી હોવાથીજ નીસાસો નાખી તેણી પેલા ભરમ ભરયા શબદો બોલી હતી. જેવો પેલો ઘોડેસવાર નાનું જંગલ વટાવી મકાનની વાડમાં દાખલ થયો કે પેલા ચટાપાટ સુતેલા પારધીઓ પોતાના શેકારને સેહેલાઇથી સપડાઇ ગયલો જોઇ મગન થતા ઉઠયા અને એક છુપે રસ્તે મકાનના પાછલા ભાગમાં જઇ લાગયા.

મકાનના ઓટલા આગળ જઇ પોંહોંચતાંજ મુસાફર પોતાના ઘોડા પરથી સપાટામાં નીચે ઉતરી પડયો અને તુરતજ એક ઘોડાવાળાએ તેના ઘોડાને પોતાની સંભાલમાં લીધો.

"ઘોડાને સારો જેવો દાણો પાણી! ઇશકનેહ યાને સેરવો, જેટલો બની શકે તેવો સારો ખોરાક અને જુનો શરાબ મારી પુઠે આવી પુગનારાંઓ માટે!" તેણે દમામથી એક નાની થેલી મેજપર ફેંકતાં જણાવયું. એક બારણામાંથી તરતજ ધરમશાળાનો રખેવાલ નીકળી આવયો, મુસાફરને ઝડપી બારીક નજરે તપાસ્યો અને થુંકવાને બાહણે એક બારી આગલ જઇ પેલાં ભરાઇ બેઠેલા દજનેક સાથીઓને આંખની ઇસારત કીધી, જેની મતલબ એ કે "આ મુસાફરને સલામત અહીં આવવા દીધો એ ઠીકજ કીધું."

"ભલે પધારયા, અય મુસાફીર! તમારાં પગલાંથી આ મકાન પવીત્ર થયું છે. કાંઇ બીજો હુકમ? દરેક જાતનો ખોરાક અહીં મલશે. અલ્લાહો અકબર! અલ્લાહો અકબર! કાંઇ હુકમ?"

"મારા ઘોડાની તકેદારી ઠીક રખાવજો."

ભલે, ભલે! અલ્લાહો અકબર! અલ્લાહો અકબર!

"જો તમો શોધો તો હરણનું તાજું માંસ મંગાવું, અલ્લાહો અકબર!"

"ભલા પહરેજગાર આદમી! મને શોધવાની ફુરસદ નથી, નહીતર તારી માગણી ઘણી ખુશી સાથ સ્વીકારતે."

"ત્યારે તો આપ જનાબની જેટલી મારેથી બની શકશે તેટલી નોકરી કરીશ, અલ્લાહો અકબર! અલ્લાહો અકબર!"

"ઠીક!" પેલા મુસાફરે પોતાના મન સાથે વમાસ્યું "આ શખસ કોઇ ખરો પહરેજગાર દેખાય છે, જરા જરામાં અલ્લાહનેજ યાદ કરે છે." પછી મોટેથી બોલયો "વારૂ! એક નાજનીન સારૂ સોજો ઓરડો મળી શકશે?"

"ઇનસાલ્લા! આ ઓરડા તરફ નજર ફેંકો." ધરમશાળાવાલાએ એક ઓરડો ઉંઘાડી દેખાડતાં જણાવયું.

મુસાફર અંદર જઇ બેઠો.

"મજેહનો છે, જો તારી પાસે સોજો શરાબ હોય તો એક પયાલો જરા મારે સારૂ લાવ કે થાક ઉતારૂં."

"જનાબ! ખુદાની મેહરબાનીથી અહીંનો શરાબ જાણીતો છે. અલ્લાહો અકબર! અલ્લાહો અકબર!" બોલતો ધરમશાળાવાળો બાહેર ગયો, પેલાં હથયારબંધ છુપાયલા સાથીઓને હાથની કાંઇ ઇશારત કીધી અને એક ઓરડામાંથી દારૂનો શીશો તથા પયાલો લઇ મુસાફર આગળ હાજર થયો.

"શરાબ મજેહનો જુનો છે," મુસાફરે ચાખી જણાવયું.

"માશાલ્લાહ! આપ રાજી, તારો ખાકી બંદો રાજી! લેકીન, કેટલાં માણસો સારૂં ખાનું પકાવવાનું?"

"એક નાજનીન અને એક તેના પેદર મળી બે જણા સારૂ. સઘળું સરસ હોવું જોઇએ, પઇસાની કશી મજાલ નથી."

"જનાબે આલી! એવું છે તો આપે કશી ચીંતા રાખવી નહી. દામ કરે કામ! દામ કરે કામ! જનાબનો હુકમ બજાવવામાં કશી ખામી ન જોશો, અલ્લાહો અકબર!"

એટલું બોલી માલીક ઓરડામાંથી બાહેર ગયો, અને બારીએથી મોટેથી બુમ પાડી ખાનું તઇયાર કરવાનો હુકમ ફરમાવયો અને સોજું પુરૂં પાડવા તાકીદ કીધી. મુસાફરે આ હુકમ સાંભલયો અને મનમાં મગન થયો.

"ઠીક! હવે મારૂં પોતીકું કામ! પયારનો પેગામ! હા! પયારનો પેગામ!" એટલું બોલી તેણે ખીસામાંની એક સોનાની દાબડીમાંથી કાંઇ ભુકો બાહેર કાઢયો. આ વેળા ધરમશાળાવાળો પાછો વલયો.

"એક સગડી યા થોડો આતશ લાવશો."

"હાઝીર! જનાબ! હાઝીર!" એક બારી આગળ જતાં બોલયો અને પછી બારીમાંથી ડોકું બાહેર કાઢી પોકાર કીધો "હુમાય! થોડો રોશન આતશ લઇ આવ તો."

"જી, હાઝર!" એક ઓરતનો અવાજ સંભળાયો.

"હવે આ ઓરડાની સઘળી બારીઓ બંધ કરો." મુસાફરે જણાવયું, પેલાએ તેમ કીધું કે હુમાય એક ઠાલકાંમાં બળતો અંગાર લઇ ઓરડામાં દાખલ થઇ.

"જમીનપર મેલો."

મુસાફરે હવે પેલી દાબડીમાંથી કાંઈ ભુકો કાઢયો અને પેલા આતશપર ભભરાવયો કે તેજ વેળા ઓરડામાં સુગંધ ફેલાવા લાગી.

"હવે આપણે આ બારણું બંધ કરી બાહેર જઇએ કે જ્યારે નાજનીન અને તેનો પેદર અહીં આવે ત્યારે ખુશ થાય."

બારણું બંધ કરી સરવ પાસેના ઓરડામાં ગયાં.

"હું જ્યારે આ મકાનમાં દાખલ થયો ત્યારે કીસમ કીસમના ફુલો મારી નજરે પડયાં હતાં. છુટતાં ફુલો તથા એક તુરો બનાવી લાવશો."

"હુમાય! જનાબને માટે ફુલો તથા એક અચ્છો તુરો!"

"જી, હાઝર!" હુમાય ઓરડામાંથી બાહેર નીસરી મુસાફીર કાંઇ વીચારમાં ગુંટાયો અને નીમાઝી હાથમાં તસ્બીર લઇ "અલ્લાહો અકબર! અલ્લાહો અકબર!" ધીમે શબદે અરધી આંખયો બંધ કરી બડબડવા લાગયો.

થોડી વારમાં છુટતાં ફુલો તથા એક તુરા સાથે હુમાય ઓરડામાં દાખલ થઇ કે મુસાફરના વીચારમાં ખલલ થઇ. ખુશી થઇ તેણે પેલાં છુટતાં ફુલો લીધાં અને નાજનીન માટેનો ઓરડો પાછો ઉઘાડી પોતાને હાથે ઠેકાણે ઠેકાણે ફુલો ગોઠવયાં અને મેજપર પેલો તુરો મેલયો.

ત્યાર પછી બાહેર આવી બારણું પાછું બંધ કરી બોલયો "ભલા માલીક! આ મારી મેહનતનો બદલો!" તેણે બે અશ્રફીઓ તેના હાથમાં સેરવી કહયું.

ધરમશાળાવાળાએ નમન કરી સોનાના સીક્કા લીધા.

"હું ગયા પછી થોડી વારે પેલો રોશન આતશ ઓરડામાંથી કાઢી લઇ બારણા બંધ રાખજો અને જ્યારે હોશંગશાહનો નામવર બેટો હાકેમ આવે અને પુછે કે ખાનું કોણે તઇયાર રખાવવા કહયું તો જણાવજો કે જવાન મુસાફરે હુકમ કીધો, જેને હું પીછાણતો નથી. એ નામવર સાથની હમીદાબાનુ તને સવાલ કરે કે ફુલોથી આ ઓરડો કોણે શણગારયો, આ તુરો કોણે તઇયાર કરાવયો અને આ સુગંધ કોણે પાંઠરી તો જણાવજો કે પયારમાં મસ્ત થયલા હશીમ મીરઝાને એ સઘળું આભારી છે."

"હઝરતના હુકમને તાબે." ધરમશાળાવાળાએ કુરનસ બજાવી.

ત્યાર પછી હુમાયના હાથમાં રૂપાંનો એક સીકો સેરવી આપણો મુસાફર—હશીલ મીરઝા—બાહેર નીસરયો, પોતાનો ખુબસુરત ઘોડો મંગાવી તે પર બેઠો અને નુરાબાદની તેણે રાહ ધરી.

---

## પ્રકરણ ૫ મું.

---

### ગુલશન.

હમીદાબાનુના આશક હશીમ મીરઝાના સલામત બાહેર નીસરયા પછી આસરે અરધો પોણો કલાકે જંગલની પેલી નાજનીને સેજ ઉંચી જગયા પર ચઢી ધરમશાળા તરફ આતુર નજર ફેંકી અને કાનના પરડા ખુલ્લા કરી ઘણા ધયાન સાથે સાંભળવા લાગી. લેકીન તેણીએ જેવું જોવાની તથા સાંભળવાની વકી રાખી હતી, તેવું કશું ન જોઇ તેણી ઘણી અજબ થઇ, "શું ત્યારે પેલો ગબરૂ જવાન હમેશગીની આરામગાહે પુગયો હશે? પણ જો તેમજ હોય તો થોડો ઘણો પણ ઘોંઘાટ હું સાંભળયા વગર રહું નહી, શું હશે? શું તે છટકી ગયો હશે?" આ પ્રમાણે તેણી વીચાર કરતી ઉભી હતી, તેટલાં એક ઘોડેસ્વાર તેની નજદીક આવયો અને તેણે પણ આગળા ઘોડેસ્વારની પેઠે ધરમશાળા વીષે સવાલ કીધો. આ ઘોડેસ્વાર છોકરવન જેવો હતો. દેખાવ પરથી તે સ્વ

તંત્ર હોય એમ જણાતું ન હતું. તેનો દેખાવ જોઇ આ પાહાડી નાજનીનના દીલમાં દયા છુટી.

"ધરમશાળા, ધરમશાળા !"

"હા !" ઘોડેસ્વારે પુછયું.

"પેલાં ઝાડોની વચમાં ઇમારતનો જે થોડોક ભાગ દેખાય છે તે મકાન" નાજનીને જણાવયું. "પણ–પણ–"

"પણ શું ?"

"તારી વય તરફ જોતાં આ ડરામણી જગયે એકલું આવતાં તને આંચકી લાગતી નથી ? "

ઘોડેસ્વાર હસી પડયો.

"તું હસે છે. સાંભળ એક દાનાવના શબ્દો :

આકાશ જયારે હોય ખુલ્લું,
સંભાળ !
રસ્તો જયારે હોય સાફ,
સંભાળ !
નજર ફેંક આસપાસ,
અલ્લાહને યાદ કર.
અય મુસાફીર !
અલ્લાહજ તારો નીગેહબાન !"

"વાહ ! શું સુંદર શરોહ ! મહેરબાની ! અય નાજનીન ! મહેરબાની ! લેકીન મને ફુરસદ નથી. મારો શેઠ જે વખત જાય છે તેમાં આવી લાગશે. સલામ આલેકુમ !" એટલું બોલી તે ઘોડો દપટાવી ગયો.

"એક કલાક અગાઉ એક નાદાન તયાં ગયો. તેની પુઠે આ બીજો ચાલ્યો," નાજનીન મનસે બોલી "હા ! આ ખરી સલામ ! અલ્લાહજ તારો નીગેહબાન !" એટલું બોલી તે પાછી પેલાં નાળાં આગળ જઇ બેઠી. લેકીન ભાગયે દશ બાર પલ પસાર થઇ નહી હશે તેટલાં બીજાં બે ઘોડેસ્વારોને ઝાડોના ઓળામાંથી બાહેર નીકળતાં તેણીએ દીઠાં. આ બે ઘોડેસ્વારો કોઇ તવંગર આશામીઓ હોય એમ તેમના પોશાક તથા ઘોડાઓ પરથી જણાતું હતું. તેમની પેશાની પણ ઉંચાં કુલની ગવાહી પુરતી હતી. એક મરદ હતો, જયારે બીજી એક નવજવાન બાનુ હતી.

"પેદર ! પેલી તરફ જોવો ! કેવી ખુબસુરત નાજનીન ?" પેલી ઘોડેસ્વાર બાનુએ હાથની આંગળીથી દેખાડી કહયું.

"હા હમીદા ! તારૂં કેહેવું બરહક છે."

"પેદર ! આપણે એની સાથે જરા વાતચીત કરયે ?" હમીદાબાનુએ પુછયું. વાંચનાર, હવે એ બે કોણ હશે તે પીછાણી શકયો હશે. સબબ, ધરમશાળાવાળાને હકીમ મીરઝાએ તેઓની ઓળખ આપી હતી. "બેટી ! તને જો પસંદ હોય તો," હાફેઝે ઉતર વાળયો.

હમીદાને પેલી નાજનીન તરફ ઘોડો લઇ જતાં જોઇ તેના પેદર હાફેઝે પણ તેમજ કીધુ.

"નાળાની અય નવજવાન નાજનીન ! તારૂં નામ ?" હાફેઝે પેદરના જેવી માવાથી પુછયું.

"લોક મને બે નામોથી ઓળખે છે."

"પેહેલું ?"

"ગુલશન."

"ગુલશન ? કેવું શાએરી લેકીન સરસ નામ ?" હમીદા ખુશહાલીથી બોલી ઉઠી. "ખરેખર ! આ ડરામણા પહાડી જંગલમાં તું એક ગુલ જેવીજ છે."

"મેહેરબાની ! લેકીન તમો મારી હદ બાહેર તારીફ કરો છો." ગુલશને ઉતર વાલ્યો.

"નહી, નાજનીન ! હું ખરૂં કહું છું. ખોટું કેહેવાનો શો સબબ ?"

"બેઅદબી માફ છે, લેકીન એમ કહેવાય છે કે તવંગરો અને માલેતુજારો ઘણાં ઢોંગી ચાપલુસયાં હોય છે."

"બેઠી ! તારો આ વીચાર ખોટો છે." હાફેઝે જણાવયું. "તારાં મનમાં આવો વીચાર દસાવનાર કોણ ?"

"જે દાખલાઓ હું જાણું છું તે પરથી કહું છું."

"હશે ? દુનયા મોટી છે. પણ બધાંજ માણસો કાંઇ તેવાં નથી." હાફેઝે ઉતર વાળયો.

"પેદર !" એવું બોલવું પણ કેવુ દાનાવ છે ?"

"બીચારીને કાંઇ કડવો અનુભવ મળેલો હોવો જોઇએ."

"તમો બંને જણાં મારી દયા ખાવો છો ? અલ્લાહ ! યા અલ્લાહ ! ઘણે વખતે આ પહેલીજ વખત !" એટલું બોલી ગુલશને પોતાનું મહોં બંને હાથોથી ઢાંકી દીધું, અને બંને ઘોડેસવારોએ એક ડચકાંનો આવાજ સાંભલયો.

હાફીઝે પોતાની બેટી હમીદાને કાંઇ ઇશારત કીધી.

---

## પ્રકરણ ૬ હું.

---

### ગુલશનની કીમતી સલાહ.

"પયારી ગુલશન!" થોડીવાર સુધી ગુપચુપ ઉભી રહી હમીદાએ બુલબુલ આવા જે કહયું.

ગુલશન ચમકી.

"અમારો નોકર અહીંથી પસાર થય બો તેં દીઠો?"

"એક છોકરવન ઘોડેસ્વાર?"

"હા, તેજ! તેણે શું પુછયું?"

"ધરમશાળા વીશે પુછયું."

"પછી?"

"ધરમશાળા દેખાડી મેં કાંઇ કહયું, લેકીન—" ગુલશન બોલતાં અચકી ગઇ.

"લેકીન?" હાફીઝે સવાલ કીધો.

"તમો જાણવા માંગો છો?"

"હા."

"ત્યારે સાંભળો! મેં જણાવયું કે:

આકાશ જયારે હોય ખુલ્લું,
સંભાળ!
રસ્તો જયારે હોય સાફ,
સંભાળ!
નજર ફેંક આસપાસ,
અલ્લાહને યાદ કર.
અય મુસાફીર!
અલ્લાહજ તારો નીગેહબાન!"

"મારી બેટી! તેં એ પ્રમાણે તેને જણાવયું." હમીદાએ માયાથી પુછયું "લેકીન, તું અમોને શું કહે છે?"

"ઓ ખુબસુરત નાજનીન!" ગુલશને તેણીના ઘોડા નજદીક જઇ કહયું. "મેં તેને ભરમમાં ચેતવણી આપી હતી. શેહેર તરફથી આવનાર તવંગર એક તુંજ નાજનીન છે, જેણે મારી પેહેલી વખત દયા ખાધી છે, મારી ગરીબાઇપર હસ્તી નથી અને મારી નાચારીપર તુચછકાર બતાવયો નથી, તેથી તુંને ખુલ્લા શબદોમાં કહીશ. જરા વાંકી વળ!"

હમીદા વાંકી વળી. ગુલશન તેણીની અડોઅડ ગઇ અને કાનમાં બોલી:

"અહીંથી એક ડગલું પ આગળ ના વધો."

"શું, આગળ નહીં વધયે?"

"પાછાં ફરો! અય અશરાફ આસામીઓ, પાછાં વળો!"

"છોકરી! તું શું અમારી મશકેરી કરે છે?" હાફીઝે પુછયું.

"અલ્લાહ ખબર કરે! અલ્લાહ મારો સાહેદ છે કે હું જે બોલી, તે ખરૂંજ છે. મારા પેદર અને મારી બહેન જાણી મેં તમોને ચેતવણી આપી છે." ગુલશને ઉતર વાળયો.

"બેટી! તું આપણા બે નોકરો સાથે પાછી નહી વળે?" હાફીઝે હમીદાને કહયું.

"અને પેદર! તમે?"

"શેહેનશાહના હુકમ મુજબ કાલે મારે નુરાબાદમાં હાજર થવુંજ જોઇએ. હું બાકીના એક નોકર સાથે નુરાબાદ જઇશ."

"ત્યારે તો હું પણ તમારી સાથેજ રહીશ. જયાં મારો પેદર, ત્યાં હું."

"જેવી તારી મરજી." પછી પોતાના આવી પુગેલા બે નોકરો તરફ ફરી કહયું "આગળ વધો."

હાફીઝે હવે પોતાના ખીસાંમાંથી એક થેલી કહાડી અને ગુલશનને આપતાં જણાવયું: "અય નાજનીન! તેં જે કીમતી સલાહ આપી છે, તેનો બદલો આપવા લાયક હાલ તરત મારી પાસે કાંઇ નથી. ફકત આ થેલી છે."

"તમો લોકોની હું આભારી છું. મેં જે સલાહ તમને આપી છે તેની કીમત છેજ નહી, માટે એ તમોજ રાખો. તમો જયાં જવા માગો છો ત્યાં એ ઘણી આવકારદાયક ગણાશે." ગુલશને અદાથી થેલી તરફ તુચછકાર બતાવતાં કહયું.

આ જોઇ હમીદાએ પોતાના ગળાંમાંથી એક હાર કહાડયો અને ગુલશનને પોતાની નજદીક બોલાવી કહયું: "વારૂં, ગુલશન! આ તો સ્વીકારશો?"

"કોણ તરફથી?" ગુલશને ગંભીરતાથી પુછયું.

"એક દોસ્ત તરફથી."

"બા ખુશીથી? લેકીન હું ફરીથી સલાહ આપું છું કે તમારાં કદમ પાછાં ફેરવો."

હમીદાએ પેલો હાર ગુલશનના ગળાંમાં નાખયો.

વાંચનાર! કેટલીક વેળા કાંઇ કુદરતી છુપી ખેંચાણ શકતીથી આપણે કેટલાંક કા

મો કરયે છીએ, તેનો આ એક નમુનો છે.

" બેટી ! ચાલ ! " હાફેઝે જણાવયું.

" પેદર ! હું તઇયાર છું." હમીદાએ ઉતર વાલ્યો.

બંનેએ ઘોડા દપટાવયા. ગુલશન તેમને જોતી થંભ ઉભી રહી. જ્યારે તેઓ વલાણુ આપવાથી નજરે ગુમ થયાં ત્યારે દયાની ગુલશન બડબડી :

" હા ! અય મુસાફીરો ! આખરી સલામ ! અલાહજ તમારો નીગેહબાન ! "

ત્યાર પછી તે બેધયાનથી પોતાનું માનીતુ " આકાશ જ્યારે હોય ખુલું "નું ગાયન લલકારવા લાગી. ગાયનની છેક છેડે આવી લાગતાંજ દોડવાનો અને હથયારોના ખણખણાટનો આવાજ સાંભળી તેણી ચમકી. તરતજ હાફેઝના નોકરોમાંનો એક ખભાંપર થયલા જખમથી લોહીલુહાણુ થઇ અતી ઝડપથી તેણીની આગળથી સપાટાબંધ ઘોડો દપટાવતો અને " મદદ ! મદદ ! ખુન ! " બોલતો પસાર થઇ ગયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### ખુનરેજી.

લોહીથી ઝલઝલતો અને " મદદ ! ખુન ! " ની બુમો પાડી નાસી જતા નોકરને જોઇ ગુલશન ઢચુપચુપણે ઉભી રહી. પણ બેએક પળમાં તેણીએ કાંઇ નક્કી વીચાર કીધેલો હોય એમ જણાયુ. સબબ, તરતજ તેણીએ નાળાં આગળ મેલેલી પોતાની લાકડી હાથમાં લીધી, કમરે વીંટાળેલો પટો લાકડીને એક છેડે લટકાવયો અને ટેકરીના એક ઉંચા ભાગપર અતી ઝડપથી દોડવા લાગી. તેણીની પુઠે તેણીનો માનીતો મેંઢો મોટી મુસીબતે જવા લાગયો. છેક ટોચે જઇ લાગયા પછી નીચેની ખાંણુના એક ભાગ તરફ તેણીએ આતુર નજર નાખી અને વાવટાની ઢપે પેલો કમરબંદ હીલાવી હાંફતી હાંફતી મોટે સાદે બોલી:

" ગીરામી ! ગીરામી ! ગીરામી ! "

* * * * *

ગુલશનને આ મુજબ બુમો પાડતી છોડી દઇ હવે આપણે પેલી ધરમશાળા તરફ નજર દોડાવયે.

હાફેઝના એક નોકરને તો લોહીથી ઝલઝલતો ઘોડાપર બેસી જતો આપણે જોઇ ગયા છીયે. જરા આગળ ચાલતાં રસ્તામાંજ હાફેઝના બીજા બે નોકરો પણ લોહી લુહાણુ પડેલા આપણી નજરે પડે છે, જેમાં એક તો તદન મરવાની અણીપર આવેલો ખુલો દેખાય છે. એક નોકર તાસવીસ કરતો પડેલો છે, જ્યારે બીજાએ તરફડયાં મારવાં શરૂ કીધાં છે.

આ જોઇ આપણને કુદરતી રીતેજ આ ત્રણુ નોકરોના શેઠ હાફેઝ તથા હમીદાનું શું થયું હશે તે જાણુવાની આતુરતા પેદા થાય છે. એને માટે વાંચનારે ધરમશાળાના અંદરના ઓરડામાં નજર દોડાવવી જોઈએ.

આ ચોક્કસ ઓરડામાંથી ગાળગલોચ, ચીચયારીઓ તથા હથયારોના આવાજો નીકળતા સાંભળી આપણે તયાં દોડી જઇએ.

આહ ! હાફેઝને ત્રણુ જોરેમંદ શખસોએ પકડેલો છે. તેના પગ આગળ લોહીલુહાણુ થયલા બે શખસો તાસવીસ કરતા પડેલા છે, જેમને તેમના કેટલાક સાથીઓ મદદ કરતા અને હાફેઝપર કીનો લેવા સોગંદપર સોગંદ ખાતા જણાય છે. હાફેઝનાં કપડાં તદન ફાટી તુટી ગયાં છે, તેની શમશેર થોડીક ભાંગી ગયેલી છે, અને બચેલો ભાગ લોહીથી તરબોળ થયલો છે.

હાફેઝ હજી પેલા ત્રણુ શખસોના હાથમાંથી છુટી જવા ફાંફાં મારતો જણાય છે, લેકીન પેલા જોરેમંદો આગળ રફતે રફતે તે નાચાર થતો જાય છે. આખરે તેને થોડી પળ આજેજ કરવા તેના હરીફો શકતીવાન થયા.

" સબર ! એક ડગલું ખસ, અને આ કાતીલ ખંજર તારાં સીનામાં ગરક થશે. " એક જણુ તેની છાતી આગળ ખંજર પકડી બોલયો. તરતજ બીજા બે જણુ હાફેઝની ઝડતી લેવા મંડી ગયા.

" લુચાઓ ! બદમાશો ! ખુનીઓ ! તમે કોણુને હેરાન કરો છો તેનો તમને ખયાલ નથી. " હાફેઝ પોકારવા લાગયો.

આ સાંભળી કેટલાકો ખડખડ હસી પડયા, જ્યારે બીજાઓ પોતાના સોબતીઓના જખમનું વેર લેવા પોકારવા લાગયા.

" પેદર ! પેદર ! ખામોશી પકડો !" હમીદાનો આવાજ સંભલાયો. હમીદા ભીંતને અઢેળી અરધી બેભાન હાલતે આ દેખાવ જોતી હતી. તેણીની નજદીક બે બદમા

શો ઉભેલા હતા. હમીદાનો પોશાક પણ એ ખેંચતાણમાં કેટલેક ઠેકાણેથી ફાટી ગયેલો હતો, જ્યારે તેણીના સઘળા દાગીના ગેબ થયલા જણાતા હતા.

"લુચાઓ ! બદમાશો ! મને મારી નાખો અને જોવો કે તમારા શા હાલ થાય છે. હું તમોને ચેતાવું છું કે થોડાજ વખતમાં મારી મદદે હથયારબંધ લશકરીઓ આવી લાગશે અને તમારા સઘળાઓના ટુકડે ટુકડા થઇ જશે. હીચકારાઓ ! એક આદમની સામે ત્રીશ હેવાનો ! ઓ બદમાશો ! લેવો, મને કતલ કરો !"

"વાહ ! વાહ ! લશકર ? કોણનું ? નસીરૂદીનનું ? એક વખત તો એ નાહો. વળી બીજી વેળા. વાહ ! તું લશકર વીશે બોલે છે તો અમે તે ગઇ કાલે અહીંથી પસાર થતું જોયું." એક લુટારૂ હસી બોલયો.

"અય બેવકુફ ! હજી શેરશાહનો ભાણે જ અહમદખાન કાંઇ ખાટયો જાય તેમ નથી. સીકંદરશાહ અટકે સુર કહેવાય છે તેમ કામે પણ શુર છે. અને તેના અમલમાં શુરાઓજ પોતાનું તેજ કુલ આલમને દેખાડે છે." બીજાએ હાફેઝ તરફ તુચછકાર બતાવી ઉતર વાળયો.

"જોવાનું છે કે બઇરામખાં એ સુરની ઓલાદ સામે કેવી કમર કસે છે ? હાલ તરત તો અમો જેવા શુરવીરો આ પહાડોમાં રાજ ચલાવયે છીએ." ત્રીજાએ પોતાના સાથીને ટેકો આપયો.

"તમો શુરવીરો ?" હાફેઝનો પીતો ઉછળી આવયો: તેથી પોતાના પકડનારાઓને એક આંચકો એવો તો મારયો કે એકે ભોંય માપી.

"માશલ્લા ! હજી તું તારી શેખી છોડતો નથી ? તો લે આ તેનો સ્વાદ ?" એટલું બોલી પેલા પડી જનારે ખંજર ઉગામયું.

"અય હીચકારા બદમાશ ! માર ! મને કતલ કર, જોઉં !" હાફેઝે હીમતથી ઉતર વાળયો. હમીદા થર થર કાંપવા લાગી.

"છટ ! તને કોણ મારી નાખવા કહે છે." એક બીજો વચે પડયો અમે જો તને મારી નાખવાનાજ હતે તો કયે વખતનો તું તારા કીરતારને હીસાબ આપવા આ દુનયાંથી ઉઠાંગરી કરી ગયો હોતે; લેકીન, તું જોશે કે અમો તારી સાથે વેપારી રીતે કબાલો કરવા માગયે છીયે. તુંજ જો કે તને અમે અત્યાર તુલીક કાંઇપણ જખમ કીધો છે, જો કે તેં અમારામાંના બેને લોહીલુહાણ કીધા છે."

"હવે મને સમજ પડી." હમીદાનો બુલબુલ સરખો આવાજ સંભળાયો. "પેદર ! એ લોકો પઇસા માગે છે. આપણી ગુંજાસ પ્રમાણે આપવા કહો."

"ખરેખર ! આ નાજનીનનું કેહેવું દાનાઇથી ભરપુર છે. અય નાજનીન ! તારો પેદર અમારા ઇરાદાની સામે થઇ ફકત બેવકુફી કરે છે; માટે એને સમજાવ. અમો પઇસાના પુંજારીઓ છીએ: કાંઇ આદમોના જાનના નથી. પણ વળી એ—"

પેલો બોલતો અચકી પડયો. સબબ, હાફેઝે વળી છુટો થવા કોશેશ કીધી, અને પોતાની પાસેનો ભાંગેલી શમશેરથી વળી એક જણને ઘાહેલ કીધો.

"માશલ્લા ! ફરીથી એવી કોશેશ કર અને જાણજે કે તારી બેટી ફકત તારી લાશજ જોશે" એક જણ હાફેઝનાં ગળાં આગળ ખંજર લઇ જઇ બોલ્યો.

"પેદર !" હમીદા ધ્રુજતી બોલી

"ઓ બેવકુફ ! આ તારી બેટીમાં અકકલ છે. નકકર સોના જેવું એનું બોલવું છે અને દરેક શબદ પરવાળાંઓની પેઠે એનાં મુખથી ખરી પડે છે."

"પેદર ! પેદર ! આ લોક કહે છે તે સાંભળો !" હમીદાએ કહયું "અસરફીઓની થોડીક થેલીઓ કમી થવાથી કાંઈ આપણ મુફલીસ થવાનાં નથી."

"મોતી સમાન તારા અકેક શબદો છે." એક લુટારૂ હમીદા સામે નજર ફેંકી બોલયો. ત્યાર પછી હાફેઝ ભણી જોઇ બોલયો "તું સાંભળે છે ? તું સાંભળે છે ? સોનાનાં મુલની તારી બેટી થી સલાહ આપે છે તે સાંભળ."

"અલાહે કાન આપયા છે, તે કાંઇ વગર ઉપયોગના નથી." હાફેઝે હવે ગુસ્સો સહેજ નરમ કરી જણાવયું." લેકીન હું પુછું કે તમારામાંનો એક જણ હું કહું તયાંથી પઇસા લાવી તમોને આપે, તેટલો વખત સુધી બદમાશોના આ ગારમાં અમો શું કરયે ?

"બદમાશોનો ગાર ?" એક અતી ગુસ્સે થઇ બોલયો, "અય યારો ! હરામખોર શું કહે છે તે સાંભળો છો ?"

"શું કરીશું ? એ સવાલજ કેવો હસ્વા સરીખો છે ? આ થાંભલા સાથની

લોખંડની સાંકળ તરફ નજર પોહોંચાડ." બીજાએ જંજીર સાથની સાંકળ દેખાડતાં જણાવ્યું.

"બદમાશો! શું એક હલકા ગુલામની પેઠ આ સાંકળ સાથે મને બાંધશો?" હાફીઝે ગુસ્સાનું બાઝાર પાછું તાજું કીધું.

"વળી બદમાશ? હં? લે ત્યારે" પેલો આગલો લુટારૂ એક મોટી છરી ઉઘાડી હાફીઝ આગળ જઈ બોલયો.

---

## પ્રકરણ ૮ મું.

---

### હમીદાની હીમત.

"બેરાદર! અયાર! એ તું શું કરે છે?" ઉઘાડી છરીવાળાનો હાથ પકડી એક સોબતી બોલયો.

"વળી એ પતપત્યાનું ગળું રહેસું, બીજું શું કરૂં?"

"તું ભુલ કરે છે; તારેથી એને મારી નખાય નહી."

"શા સબબસર નહી? હું એને કતલ કરૂં છું યા નહી તે તું જોશે."

"હું ફરીથી જણાવું છું કે તારેથી એમ થાય નહી. એને કતલ કર અને અશરફીઓની થેલીઓને બદલે ફકત લાશ મળશે. બેરાદર! મને ફરીથી કહેવા દે કે તુ ઘણોજ આકળા મીજાજનો છે. હમેશાં તું સીધાંનું ઉંધુ કરે છે."

પોતાના સોબતીનું આ સાંભળી હાફીઝ આગળથી પેલો જરા ખસ્યો; જો કે તેની આંખો ખુનથી તેજી બનેલી હતી.

"અય બંધીવાન" પેલો વચ્ચે પડનાર હવે હાફીઝ તરફ મહોં કરી બોલ્યો "અમે તમોને બાંધીશું નહી. સલામતી માટે ફકત ભોંયરામાં કેદ કરીશું, ત્યાં તારે મન ભાવતો હર કીસમનો શરાબ પીજે. બારણા આગળ ફકત હથ્યારબંધ પોહોરેગીરો રહેશે."

"એક ગ્રહસ્થ સાથે એવી ચાલ ચલાવવા તમો કેમ હીમત કરો છો?" હાફીઝે જાણવા માગ્યું.

"પેદર! હું તમારી સાથે રહીશ. બે ત્રણ દહાડા સપાટામાં પસાર થઈ જશે," હમીદાએ જણાવ્યું.

"આહા! આ ખુબસુરત ઓરતનો એકે એક હરફ સોનાના મુલનો છે. પણ નાજનીન! અમો એમ કરવા દઈશું નહી." એક લુટારૂએ હસી કહયું.

"યા અલ્લાહ! ખુદાને ખાતર જણાવો કે તમો શું કરવા માગો છો?" હમીદાએ જાણવા માંગયું.

"તારા મોભા, ખુબસુરતી અને શયાનપનને લીધે અમારા સરદાર માટે લાયક છે."

"યા અલ્લાહ! આ શી આફત?" હમીદા થરથર કાંપતી બોલી. હાફીઝ તો ગુસ્સાનો મારયો ઝનુની બની ગયો.

"અય નાજનીન! બીહી ના! અમારો સરદાર પણ જવાન અને ખુબસુરત છે." એક લુટારૂ હસીને બોલ્યો. "વળી ઉંચાં ખાનદાનનો પણ છે, એથી વધારે શું જોઈયે?"

હમીદા હવેજ પોતાની ખરી હાલત સમજી શકી. તેણીના શરીરમાં કંપારીઓ છુટી. ઝડપમાં તેણીએ છુપાવેલું તીણું નાનું ખંજર બાહેર ખેંચી કાઢી પોતાની છાતી તરફ ધરયું.

લુટારાઓએ આ જોયું, તેઓ બે ચાર ડગલાં પાછળ હઠી ગયા, જયારે એક પુતલાંની પેઠે દેવાલને અઢેલી પેલું કારી તીણું નાનું ખંજર પોતાની છાતી સામે આપઘાત કરવાની ઢબે ધરી હમીદા ઉભી રહી.

"પેદર! તમે મને શુ ફરમાવો છો?" હમીદાએ ઠરાવભરી થઈ પુછ્યુ.

હાફીજ એક પણ શબ્દ બોલયો નહી. આખા ઓરડામાં ઘોંઘાટને બદલે સંપુરણ ચુપકીદી સપાટામાં ફેલાઈ ગઈ તરતજ હાફીઝે પોતાને પકડી રહેલા બે જણાને એક સપાટે જમીન પર ફેંકી દીધા અને પોહોલા હાથ કરી પોતાની બેટી તરફ ધસી જતાં બોલયો: "આહ! મારી પયારી બેટી! અહીં આવ!"

હમીદા પણ તેની સામુ દોડી ગઈ, અને પેલું ખંજર તેના હાથમાં ઝપાટામાં સેરવી દઈ અતી હલવેથી બોલી: "પેદર! પોતાની પાક અસમત બેટીનો જાન લેવા પેલા પેદરને ફરજ પડી તે વાત વીસરતા ના."

હજી તો છેલા શબ્દો મુખમાંથી બાહેર પડે, તે આગમચ એક લુટારૂએ હમીદાનો હાથ પકડવા કોશેશ કીધી, પણ તેજ પલે પેલાં ઝીણાં લેકીન ફાની ખંજરથી ઝલઝલતો તે હાફીઝના પગ આગલ ચીચારી પાડતો પડયો.

તરતજ ગુસ્સાથી આખો ઓરડો ગાજી રહયો. મોટી દસ છરીઓ ઉપડી, દશ ખંજરો હવામાં ચમકયાં અને સાત શમશેરો મયાનમાંથી આવાજ કરતી બહેર નીકળી. આ સઘળાં ફાની હથયારો હીમતી હાફેઝ અને તેની પાક અથમત બેટી હમ:દ. સામે ધસ્યાં. પોકારી ઉઠયાં.

મોત! મોત!" ઝનુની લુટારૂઓ તેમની સામે ધસી જઇ બોલ્યા.

---

## પ્રકરણ ૯ મું.

---

### જીંદગી અને હોરમતની કીમત.

"આહ! મોત! મોત!" હીમતી હાફેજ અને તેની બહાદુર નેક બેટી હમીદા સામે ધસી આવતાં હથયારો સામે ખડાં ઉભાં રહી બોલયાં.

પણ હથયારો તેમના શરીરને જઇ અડે તેટલાં એકાએક ઓરડાની બંધ બારી મોટા કડાકા સમેત ભાંગી ગઇ અને એક નવજવાન ગબરૂ દેખાવનો મરદ ફકત એક નાનાં ખંજર સાથે ઓરડામાં કુદી પડયો અને હુકમની ઢપે બોલયો :

"ખામોશ! અય યારો! આ શી ગડબડ?"

જોકે આ આવનાર શખસ કાંઇ મોટેથી બોલયો નહી હતો, છતાં તેનો આવાજ સાંભળી સઘળા લુટારૂઓ પાછા હઠી ગયા, છરીઓ બંધ થઇ અને ખંજરો તથા શમશેરો પાછી આરામ લેવા પોતપોતાની જગામાં ગોઠવાઇ ગઇ.

એક પળમાં ચુપકીદી પંથરાઇ ગઇ, બંને બાપ બેટી અકેકસે બગલગીરી કરતાં થંભ ઉભાંજ રહયાં, અને બારી વાટેથી આવનાર આ નવા શખસને જોવા લાગયાં.

આ નવા આવનારના પોશાક વગેરેનું વરણુન કરવાની કશી જરૂર નથી; સબબ આગળ ચાલતાં તેને વીષેની વધુ વીગતોથી વાંચનાર વાકેફ થશે.

આ નવા શખસને જોઇ હમીદાથી એકાએક ખુશાલીની એક ચીચયારી પડાઇ ગઇ, શા માટે તેમ થયું તે તેણી પોતે પણ સમજી શકી નહી. આ નવો આવનાર તેમની મદદે આવયો એમ તેણીને લાગયું, જોકે તે યા તેણીનો પેદર તેને પીછાનતાં ન હતાં, તેમજ આ નવો આવનાર પણ તેમને ઓળખતો નહી હતો.

પણ શું આ નવો આવનાર ખરેખર તેમની મદદેજ આવયો હતો? આપણે તે જોઇશું.

હાફેઝ પેલી તીણી કટારી પોતાની બેટીની છાતી સામે પાછી ધરીને આ શખસને ચીંતાતુરપણે જોવા લાગયો. આ શખસ મદદે આવયો હતો યા કાટલું કાઢવા આવયો હતો, તે તે સમજી શકયો નહી. તેની આવી હાલત જોઇ પેલા નવા આવનાર લુટારૂએ પોતાની ઝબાને ખોલી: "અય બહાદુર! તારી હીમત માટે મને શક છેજ નહી, લેકીન આ સુઇ જેટલાં હથયારથી તું આટલા બધા હથયારબંધ શુરવીરો સામે જીકર લડવા ફાંકો રાખે છે એ સરફ નાદાનયત સીવાય બીજું કાંઇ નથી."

"જો મને જીવવાની હોંશ હોય તો તે એક ઘેલાપણું છે. લેકીન, જ્યારે મેં આ મારી બેટીને મારી નાખયા પછી મારો જાન બેજાન કરવા ઇરાદો રાખયો છે તો તે કામથી કોણ મને અટકાવી શકશે?"

"તારાં આ ગુમાન વીષે મને બોલવું નથી. લેકીન, આટલો સવાલ તો હું પુછી શકું કે એવો હુલડાઇ ભરયો ઠરાવ કરવાનો કાંઇ સબબ?"

"તું સબબ પુછે છે? આ શખસોને પુછ. લેકીન, એઓ હવે મુંગા ઉભા છે તો હું કહું છું. સબબ એજ કે હીનપસ્તી ખમયા કરતાં મરવું અમો બંને વધારે પસંદ કરયે છીએ.

"આ નાજનીન તારી કોણ થાય?"

"એ મારી બેટી છે."

"તારી જીંદગી અને આ નાજનીનની હોરમતની તું શું કીમત આંકે છે?"

"મારા છુટકાની કીમત એક હજાર અશરફી છે; લેકીન આ મારી બેટીની હોરમતની કીમત એટલી બધી છે કે જેનો ખીઆલ કરી શકાતો નથી."

"અય મુસાફીર! હું તારી જીંદગી કશું પણ દામ લેવ્યા વગર તુંને અરપણ કરૂ છું. અને આ નાજનીનની હોરમત માટે તારે તદન નચીંત રહેવું. જાણે એ પોતાની પયારી માદરના આશરા હેઠળ પોતીકાં મકાનમાં છે એમજ ગણવું."

જેવા આ શબ્દો પેલો શખસ બોલી રહયો કે ઓરડામાં સઘળા લુટારૂઓ બડબડ વા લાગયા.

"તમો દરેક જણ અહીંથી બાહેર જાવો," લુટારૂઓના પેલા સરદારે રોબથી બારણા તરફ આંગળી કરી હુકમની ઢબે કહયું. આ સાંભળી દરેક લુટારૂ નીચી મુડીએ ઓરડામાંથી બાહેર નીસરયો.

જયારે તેઓ સઘળા બાહેર ગયા કે લુટારૂ સરદારે પોતાને હાથે અંદરથી બારણું બંધ કીધું, અને હાફેઝ અને હમીદા તરફ મ્હોં કરી ઉભો. જેઓ તેની સઘળી હીલચાલ આગળ કરતાં પણ વધુ ચીંતાથી અને અજાયબીથી જોતાં ઉભાં હતાં.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ગ્રહસ્થ લુટારૂ.

"અય મુસાફીરો ! તમને જો કાંઇ અપમાન થયું હોય યા હલાકી પુગી હોય તો હું માફ માગું છું. એઓ હેવાની ખાસ્યત ધરાવનારા છે, કાંઇ આપણ જેવાં ખાનદાનીઓ નથી." લુટારૂ સરદારે જણાવયું.

હાફેઝ અને હમીદા હવે ઓછી ચીંતાએ પણ વધારે અજાએબીથી આ શખસને જોવા લાગયાં, જેણે પોતાને ખાનદાની દાખલ ગણાવવા માંગયો હતો. એ ત્યારે હશે કોણ તેની બંને જણાંને ચટપટ થઇ, તેના બોલવાની ઢપછપ, અદા અને તેની પેસાની પરથી બંનેની ખાતરી તો થઇ હતી કે તેમનો છુટકો કરનાર આ શખસ ખરૂં બોલતો હોવો જોઇયે.

"મેહેરબાને મન !" હમીદાએ ઝબાન ખોલી "મારો પેદર અને હું તમારો કેવા શબ્દોમાં આભાર માનયે તે સમજી શકતાં નથી."

"તમો જેવી બેટી માટે તમારો પેદર જાન કુરબાન કરવા તઇયાર થયો, તેમાં હું અજબ થતો નથી." પછી હાફેજ તરફ જોઇ બોલયો." "હું જાણું છું કે તમો ઉતાવળે મુસાફરી કરવા આતુર છો. કયાં જવાનો તમારો ઇરાદો છે ?"

"તુરાબાદ ! જયાં શેહેનશાહે મને હાજર થવા હુકમ મોકલયો છે."

"કયો શહેનશાહ ? સીકંદરશાહ ?"

"નહી."

"ત્યારે નસીરૂદ્દીન, આહ ! બરાબર !" સરદારે મુછમાં હસી કઠણાઇથી કહયું "હુમાયુનના આવી પુગયાની ખબર અમારે કાને આવેલી છે; અને ગઇ કાલેજ એનું લશકર આ પાહાડી મુલક ફી વળયું હતું કે જેથી જે પણ લુટારૂ, ફીરઘી, ચોર વગેરે મળે તેનો કચડઘાણ કાઢે. શેહેરમાં એવી અફવા ફેલાઇ છે કે નસરૂદ્દીને જાહેર કીધું છે કે તેના અમલમાં એક બાળક વટીક પોતાના બંને હાથોમાં અશરફીઓની થેલીઓ પકડી નીરભયપણે મુસાફરી કરે એવે બંદોબસ્ત તે કરવા માગે છે, અને મુસાફરે સામસામે મળતાં જણાવે કે 'સલામ આલેકુમ ! અલ્લાહ નીઘેહબાન છે ! નસીરૂદ્દીન શહેનશાહને સલામત રાખે !' ખરૂં ?"

"આ બીનામાં સચાઇનો અંશ સમાયલો છે." હાફેઝે ઉતર વાળયો "બલકે હું એટલું વટીક જાણું છું કે એ કામ માટે શેહેનશાહે હુકમો વટીક બાહેર પાડયા છે."

"એ કામ માટે આ પાહાડી મુલક જીતવા કેટલો વખત આપયો છે ?"

"એવું કહેવાય છે કે પોતાના અહીંના નવા ઠરાવેલા હાકેમને એક પખવાડયાંની મુદત આપી છે."

"તયારે તમે એ વખત અગાઉ અહીંથી પસાર થયા, એમાં તમોએ મોટી ભુલ કીધી. જો ત્રણેક અઠવાડયાં પછી પસાર થયા હતે તો એટલી હલાકી તમો બંનેને પડતે નહી. ઝનુની લુટારૂઓને બદલે તે વખતે પ્રમાણીક માણસો તમોને મળતે અને ખુશમીજાજે જણાવતે કે 'સલામ આલેકુમ' અલ્લાહ નીઘેહબાન છે ! નસીરૂદ્દીન શાહને સલામત રાખે ! "બલકે તમારી ખીદમત કરતે." લુટારૂ સરદારે આ પાછલાં ચાર વાકયો જરા અણકાથી કહયા.

"લેકીન અમો તે કરતાં પણ વધુ નશીબવંત છીએ." હાફેઝની બેટી હમીદાએ ઉતર વાળયો "સબબ, ગામડયાઓને બદલે તમારા જેવા એક મેહેરબાન ગ્રહસ્થે અમારો છુટકારો કીધો."

"એ માટે મારો ઉપકાર માનવાની કશી જરૂર નથી." સરદારે નમી જણાવયું "કારણ મારી ઇચછા યા સ્વભાવ કરતાં એક વધારે ચઢતી શકતીને હું તાબે થાઉં છું."

"તે શકતી કઇ તે અમે પુછયે ?"

લુટારૂ સરદારે ખભાં હલાવયાં.

"હું તે કહી શકતો નથી." તેણે ઉત્તર વાળયો "માહાં ભાગયે પેહલવેહેલો જે જુસ્સો યા લાગણી મારાં દીલમાં પેવસ થાય તેને હું આધીન થાઉં છું. આ મારાં જીગર અને આ મારાં શીર, આ શીર અને આ મારા હાથ તથા આ હાથ અને આ મારી શમશેર વચે એક ગુપત લાગણી છે જે મને સારા યા માહાં કામમાં બેધડક હોમાવે છે. આ લાગણીએ તમોને જોતાંજ મારા હલકા ખવાસને દાબી દીધો જેથી તમો જોશો કે જે શકતીને તમો પીછાણવા માગો છો તે હું પોતે વટીક જોઇ શકતો નથી."

જેમ જેમ લુટારૂ સરદાર બોલતો ગયો તેમ તેમ હાફેઝનું દીલ વધુ અને વધુ તેની તરફ દોરવાતું ગયું. તેણે તેનીપર પોતાની નજર દયાના ભેળ સાથે ફેરવીજ રાખી.

"અય જવાન, જે લાગણી વીષે તું બોલે છે, તેજ લાગણી મને પણ હાલ થાય છે. હું ખુદાના શુક્ર કરૂં છું કે તારા જેવા જવાનના સમાગમમાં હું આવયો, જેથી હું તુંને મદદ કરી શકું."

"મને મદદ? મને મદદ?" તે જવાન મુછમાં હસી બોલયો. "એવો કોણ છે કે જે મને મદદ કરી શકે?"

"અલ્લાહ કુલ આદમો પર રેહેમ દીલી દેખાડે છે, અને કુલ આદમો પરસ્પર માયા મહેરબાનીની માટે પેદા થયલાં છે. હાથી એક સપાટામાં જોરેમંદને કચડી નાખે છે, પણ તેજ હાથી તુચછ મચછરને હાથે માહાત થાય છે." સરદાર તેને વધુ બોલતો અટકાવવા જતો હતો તેને અટકાવી હાફેજે બોલવું જારી રાખયું "તમે મને બોલવા દેવો, દરેકને પોતપોતાનું કામ ખુદાએ નેમી આપેલું છે. આપણે ગ્રહસ્થો છઇએ, એટલે આપણે કમશકતીનાઓપર હકુમત ચલાવી શકીએ છીએ આપણે જેને કીસ્મત કહીએ છીએ તે કીસ્મતે મને ઉંચા ઓધા પર લાવી મેલયો, જયારે તેજ કીસ્મતે તમોને—" હાફેજ બોલતો અટકી પડયો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### ઓળખાણ.

"તમારો વાકય પુરો કરો." હાફેજ કીસ્મત વીશે બોલતો અટકી ગયાથી લુટારૂ સરદારે હસી જણાવયું "મારી ખાતરી છે કે તમો મને કાંઇ પણ નવું જણાવવાના નથી તેથી તમો જે કહેશો તે હું સાંભળીશ."

"હું એમ કહેતો હતો કે તેજ કીસ્મતે તમોને લુટારૂ બનાવયા!" હાફેઝે જણાવયું.

"રાસ્ત વ દરૂસ્ત! લેકીન તમોએ યાદ રાખવું જોઇશે કે દેશનીકાલ થયલા આદમ અને લુટારૂ વચે મોટો ફરક છે, કેટલીક વેળા વગર વાંકે દેશનીકાલ થયલાને પોતાની ગમત કહો યા કીનો કહો તેને લીધે આદમોના દુશમનો બનવાની ફરજ પડે છે."

"દેશનીકાલ અને લુટારૂ, એ બે વચેનો ફરક હું સમજી શકું છું. લેકીન તમોએ જે હમણા કહયું તેપરથી જાણવા હું ઘણો આતુર બનયો છું. તમો કોણ છો?" હાફેજની જીજ્ઞાસા વધી.

"પહેલાં એજ સવાલ હું તમોને પુછવા માગુ છુ કે તમો કોણ છો?" "હોશંગશાહ મારા પેદરનું નામ." "ત્યારે આપ ઉમરાવ હાફેજ!" પેલા જવાને કુરનસ બજાવી અદાથી કહયું "તમોને જો કાંઇ અપમાન થયું હોય તો ખરા જીગરથી હું દલગીર છું."

"ત્યારે તમો મને પીછાણો છો?" હાફેજે સવાલ કીધો.

"મારા પેદરની જબાંથી અવારનવાર તમો નામવરનું નામ તથા તારીફ સાંભળતો હતો."

"ત્યારે તમારો પેદર મને પીછાણેછે?"

"ઘણી વખત તેણે મને કહયું હતું કે તમો નામવરને પીછાણવાનું માન તેને છે."

"અય જવાન! તારા પેદરનું નામ?"

"આહ! પેદરનું નામ! પેદરનું નામ!" હમીદા વચે બોલી ઉઠી.

"અફસોસ!" લુટારૂ સરદાર દલગીરીથી બોલયો "મારાં અહીંના કામોથી મારાં ખાનદાની કુટુંબને ઘણી ખેજાલત લાગતી હશે. મેહેરબાની કરી મારી તે દલગીરીમાં તથા શરમમાં વધારો કરવા મને દબાણ ના કરો"

"પ્યારા પેદર! એ બરાબર બોલે છે." હમીદાએ આતુરતાથી કહયું.

ઉમરાવ હાફેઝે પોતાની બેટી તરફ નજર કીધી; જેણીએ શરમાઇને પોતાની ચશમો જમીન ભણી ફેંકી.

"શું તમારો ઠરાવ તમારી આ અથરાફ બેટીથી જુદો છે?" પેલા જવાને સવાલ કીધો.

"નહી! લેકીન થા સબબસર અહીં આવી તમોને આ રીતે વસવું પડયું તે જાણવાની મને ઘણી હોંશ છે. તમારે ગમે તો તમારા પેદરનું તથા તમારૂં પોતીકું નામ છુપાવજો. દેશનીકાલ થવાનો કાંઇ સબબ? હું ગમે તે મોટા દરજજા પર હોવું તોપણ હું ખાતરી આપું છું કે મદદનો હાથ તમારી તરફ આજથી લંબાયલો જોશો."

"ઉમરાવ હાફેજ! મહેરબાની! મોટી મહેરબાની! લેકીન, જોકે હજી હું કહું છું કે અલ્લાહે જેના હાથમાં શ્રેષ્ટ સતા મુકી છે તેના સીવાય બીજો કોઇ પણ મને મારા આગલા દરજજા પર મુકી શકશે નહી. હું કબુલ કરૂં છું કે જવાનીની ગરમીમાં મારાથી કેટલોક વાંક થયો છે, જે ભુલ પાછળથી પસ્તાઇ સુધારવા મેં કોશેશ કીધી, લેકીન મારી સઘળી કોશેશને મારા જેવાજ એક જવાને ધુળ સાથે રગડોળી, કીસ્મત! કીસ્મત! તું કોઇને આથન પર ચઢાવે છે, તો કોઇને ફાંસીને માચડે લઇ જાય છે!"

હમીદાના આખાં શરીરમાં આ છેલાં વાકયથી કંપારી છુટી, તે જવાન તદન ઉદાસ જેવો ઉભો. ઉમરાવ હાફેઝે તેની તરફ માયાથી હાથ લંબાવયો.

પણ આ માન સ્વીકારવાને બદલે પેલો જવાન આદરસતકારથી નમયો, એક હાથ નમનની ઢપે છાતી પર મેલયો અને બીજે હાથે તેણે એક બેઠક દેખાડી.

"અય જવાન! તયારે તમે સઘળું કહેવા માંગો છો?" ઉમરાવ હાફેજે બેસતાં જણાવયું.

"ફકત મારા પેદરના નામ સીવાય તમામ."

ઉમરાવ હાફેઝે તેને બેસવા કહયું, પણ આ માન તેણે ના પાડયું.

"ઉમરાવ હાફેજ! મારે મહોડેથી તમો જે સાંભળશો તે કાંઇ વાત નથી, લેકીન મારી જીંદગીની હકીકત છે."

હમીદા પોતાના પેદર આગળ જઇ બેઠી, જયારે પેલા જવાને ઉદાસ ચેહેરે ગંભીરાઇથી પોતાનો હેવાલ શરૂ કીધો.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### લુટારૂ સરદારનો હેવાલ.

"ઉમરાવ હાફેઝ! મારૂં બયાન શરૂ કરૂં તે આગમચ જણાવીશ કે એક આદમને ખરાબ રસતે લઇ જનારા તેના સોબતીઓ યા કેટલાક નધારેલા સંજોગો હોય છે. હદબાહેર લાડનું પણ પરીણામ એવુંજ હોય છે, તેમ ઉલટી પેદર માદરની હદ બાહેર બેદરકારીનો નતીજો પણ એમાંજ આવે છે.

તેજ પ્રમાણે મારા બાબમાં મારા પેદરની હદબાહેર બેદરકારી તથા મારી તરફનો ધીક્કાર હતો."

"અય જવાન અલાહની જો તું મારી ચાહતો હોય તો પેદર વીશે એવું બોલવું મુનાશેબ નથી," હમીદાએ ઠપકો દીધો.

"અય અસરાફ નાજનીન! હું જે કહી સંભળાવીશ તે બોલે બોલ ખરૂં છે. કોઇ નહી તો અલાહ મારો સાહેદ છે."

"પોતાની જવાનીના વખતમાં મારી માદર શેહેરની સરવે ખુબસુરત બાનુઓમાં ખુબસુરતીની રાણી ગણાતી હતી, અને આ જે જવાનીનો હંગામ પુરો કરવા છતાં પણ ખુબસુરત બાનુઓમાં એક ગણાય છે.

"મારા પેદર સાથે તેણીના નેકાહ કેવી રીતે ગોઠવવા તે બીના આજ તુલીક હું જાણતો નથી, ફકત મેં એટલુંજ જોયું કે તેઓ એક બીજાથી દુર રહેવા કોશેશ કરતાં હતાં.

"મારાં દીદારે આ દોરંગી દુનયાં દીઠી. મારાં જનમથો ઓળખાણ પીછાણવાલાંઓ ધારવા લાગયાં કે હવે મારાં પેદર માદર એક બીજાં સાથે મીત્ર થશે, લેકીન તેઓની સઘળી આશા દલગીરીના દરયાવમાં ગુમ થઇ. મારાં માદર તરફ ઠંડાપણું બતાવી ન રહેતાં મારી તરફ પણ મારો પેદર તદન ઠંડાપણું બતાવવા લાગયો, આ દુનયામાં જ્યારથી મેં મારી આંખ ખોલી ત્યારથી બે જણાંના લાડને બદલે ફકત એકજ જણનો આસરો મને મળતો રહયો. લેકીન, મારા પેદરની બેદરકારી તથા ઠંડાપણાંનો ખંગ મારી માફક બેવડાં જોશ સાથે વાળવા લાગી.

"આવા મામલાની વચે મારા સઘળા જંગલી જુસ્સાઓ જોશ સાથે ખીલી નીકળયા. દહાડે દહાડે હું નીરભય થતો ચાલયો.

પેદરના ધાકની ગેરહાજરી અને માદરના હદ બાહેર લાડથી હું શેહેરમાં રહેવાને બદલે જંગલોમાં ભટકી, રાહમારૂઓ તથા ચોરો સાથે ભેળાઇ જંગલી જાનવરો વગેરેનો નાશ કરવામાં મજાહ માનવા લાગયો. કેટલીક વેળા નાની ગુફાઓમાં તંતોસ્તો ભરાતો, અને ત્યાં છુપાઇ બેઠેલાં ફાડી ખાનારાં જાનવરો સામે બાથેબાથ થતો. મને ઘણી નજીવી ઇજા કોઇજ વેળા થતી: તેથી હીમતવાન બની હું કોઇને ગણકારતો નહી. જેઓ મને ઓળખતા તેઓ મારેથી ડરીને ચાલતા: આ જોઇ મારી ખુશાલીનો પાર રહેતો ન હતો. ટુંકમાં રાજપાટમાં માથું મારવાને બદલે અને અમીર ઉમરાવો સાથે ભેળાવાને બદલે હું શીકાર કરવામાં, બીજાઓ તરફથી લડવામાં અને મારામારી કરવામાં મારો વખત પસાર કરતો હતો, હલકા દરજજાના માણસોના આ પ્રમાણે સમાગમમાં આવયાથી હું હદબાહેર વીખરાઇ ગયો: ત્રાહીત સખસોના કુટુંબી કુથલાઓમાં પણ હું માથું મારવા લાગયો: જેને લીધે લગભગ દરરોજ મારાં કુટુંબને સોસવું પડતું, આખરે મારી માદરે મને સુધારવા મારા પેદરને મદદે બોલાવયો; લેકીન, હવે ઘણું મોડું થયું હતું. કોઇને હું ગણકારવા શીખયો નહીં હતો. ટુંકમાં કહીશ કે મારાં કામોથી મારૂં કુટુંબ અપજશમાં આવવા લાગયું, અને દોલત ઘસડાવા લાગી.

આ પ્રમાણે રાહઘાત હતો, તેટલાં એક નવો બનાવ બનયો, મારા એક દોસ્તની એક બેહનને હું ચાહતો હતો, અય નાજનીન ! હું જો કહું તો મને માફ કરજે કે તે ઓરતના જેવી બી એકે ખુબસુરત ઓરત મેં જોઇ નથી.

"હું મારા પથારમાં નીરાંત રહેલો હતો, તેટલાં એક દીને સહવારના પોહોરમાં મેં મારા પેલા દોસ્તને મારા મકાનનાં બારણા આગળ ઘોડેસ્વાર ઉભો રહેલો જોયો. તેણે હાથમાં એક બીજા ઘોડાની લગામ ધરેલી હતી, તે મ રીજ વાર જોતા હતા, તેને જોતાજ મને લાગયું કે તેની બેહન સાથના મારા પથારની બીનાથી તે વાકેફ થઇ આવેલો હોવો જોઇએ.

'બેરાદરે ! અહીં શું કરે ?' મે પુછ્યું.

'તું જોય છે કે હું તારી રાહ જોવું છું.'

ત્યારે હું હાજર છું, મેં ઉતર વાળયો.

'તારી સાથે તારી શમશેર છે કે ?' ફાતુરે પુછ્યું.

'એ કદી મારેથી વેગળી થતી નથી'

'તયારે તો આ ઘોડા પર સ્વાર થા અને મારી પુઠે ચાલ.'

'હું કોઇની પાછલ જતો નથી, હું કોઇનું પુછડું નથી.' મેં મગરૂરીથી ઉતર વાળયો 'યા તો હું તારી સરોબર ચાલું, યા તો તારી આગળ ચાલું.'

'નહી' મારી આગળ તારેથી જવાય નહી' તેણે ગુસ્સાથી ઉતર વાલયો 'હું જયાં જવા માંગું છું ત્યાં મને ઉતાવલે ગવું જોઇએ.' અટલું બોલી તેણે ઘોડાનએડ મારી ઘોડો દપટાવયો. મેં પણ તેમજ કીધું અને તેની બરાબર સાથેને સાથે ઘોડા દપટાવતો જવા લાગયો. આહ ! થો ા કલકમાં કેટલો ફરક! આગલે દહાડે તે મારો જીવ જાનનો દોસ્ત ગણાતો, આજે તે મારી સાથે ગુસ્સાભેર દુશમન દાખલ પહાડો ભણી જતો હતો.'

---

## પ્રકરણ ૧૩ મું.

---

### બહેનની આબરૂ: સમશેરબાજી.

"જે નાજનીનને હું ચાહતો હતો" લુટારૂ સરદારે હાફેઝ અને તેની બેટી આગળ પોતાનો હેવાલ ચાલુ રાખતાં જણાવયું "તેના ભાઇ સાથે આખરે હું એક અલાક–દથ યાને પાહાડી ખુલી જગયા આગળ જઇ પુગયો, જે જગયા નરમ ઘાસવાળી હતી.

'આ જગયા છે,' તેણે થોભી જણાવયું.

'ભલે !' મેં ઉતર વાળયો.

'ગીરામી ! ચલ નીચે ઉતર !' તેણે મને જણાવયુ. 'અને તારી શમશેર મયાનમાંથી ખેંચી કાઢ. હું ધારૂં છુ કે તું ચેતી તો ગયો હશે કે હું તારી સાથે શમશેરબાજી ખેલવા માગું છું.'

'મેં તે પેહેલેથીજ ધારયું હતું' મેં ઠંડે પેટે ઉતર વાળયો 'લેકીન આપણુ વચેની ગાઢી દોસ્તી આવું કીનાખોર દુશમની

તું રૂપ લેશે એમ મને ખ્યાલ ન હતો. કાલે દોસ્ત, આજે દુશ્મન !'

'હા ! પાપી દોસ્ત કરતાં હડહડતો દુશ્મન ભલો ! ગીરામી ! હું ફરીથી કહું છું કે ઝટપટ તારી શમશેર ખોલ.'

'પણ સબબ ?'

'અય ગીરામી ! તું સબબ પુછે છે ? ચલ, ઝટપટ શમશેર કાઢ.'

'તું મારી પેઠે જાણે છે કે શમશેર ખેંચવા હું કોઇને પણ બે વખત બોલવા દેતો નથી; લેકીન, ફીતુર ! તારા બાબમાં હું જુદોજ રાહ એખતયાર કરૂં છું. આ જ ગયે લાગવ.નો સબબ મારે પેહેલાં તારી ઝ બાનથી જાણવોજ જોઇએ. કયા સબબસર તું મારાં સામે દુશમની ધરાવે છે ?'

'ઘણા સબબો છે, જે વીશે હું બો લવા માંગતો નથી ! સબબ, જો હું બોલું તો ઇજા પર અપમાન ગણાય. તારાં લોહી થી એ અજીમ અપમાન હું ધોઇ નાખવા માગું છું. ચલ, ઝટપટ શમશેર ખોલ.'

હું તદન શાંત હતો. જયારે મારો હ રીફ તદન ઉશ્કેરાઇ ગયલો હતો.

'તું શા સબબ સર શમશેરબાજી ર મુંછું તે જાણ્યા વગર શમશેર ઉપાડવા હું ના પાડું છું.'

'બેહેવા ! તયારે આ જો !' એટલું બોલી ફીતુરે પોતાના ખીસાંમાંથી ચીઠી પત્રી ઓની એક ઢગલી ખેંચી કહાડી

'આ ચીઠાઓ તું પીછાણે છે ?' તે ઝનુનથી બોલયો. હું સેજ ધ્રુજયો.

'તારા હાથમાંથી હું એ લેવા ના પા ડું છું. જમીનપર ફેંક અને હું તે જોઇશ.' મેં ઉતર વાળયો.

'લે તયારે !' તેણે તે ઢગલી જમી નપર ફેંકી જણાવયું.

મેં તે ઉંચકી, ચીઠીઓ ઉપર ટપકેથી જોઇ ગયો. તે ખરેખર મારા હાથ દસ્કતે લખેલી હતી. મારેથી તે ના પડાય તેમ નહી હતુ. હું એક બેઆબરૂ થયલા ભાઇની દયાપર હતો.

'એક ઓરતને આપણી ભીતરની લા ગણી રૂકા મારફતે જણાવવી એ હું સરફ નાદાનપન ભરયું જોઉં છું. આહ ! ઓરત ! ઓરત ! મરદની દાઢીના તમામ બાલો કર તાં તારા માથાંપરના એક બાલમાં કેટલાં બધાં મકર અને ખાનાખરાબી છે ?' પોકારી ઉઠયો.

'તયારે તું સ્વીકારે છે ?' ફીતુરખાં એ શમશેરની મુઠપર હાથ રાખી મેલી પુછયું.

'હા ! હું ફરીથી કહું છું કે મરદની દાઢીના તમામ બાલો કરતાં ઓરતના માથાં પરનો એક બાલ મકરબાજીમાં ચહડે છે !' મેં ઉતર વાળયો.

'અપમાન પર અપમાન ! ગીરામી ! હું પુછું છું કે આ ચીઠીઓને તું પીછા ણે છે ?'

'ફીતુર ! એ મારા પોતીકા હાથ દ સકત છે.'

'તયારે તો હમણા ને હમણાંજ શમ શેર ખેંચ કે જેથી મારી બેહેનની આબરૂ પરનો ડાઘ આપણુ બંનેમાંના એક જણના લોહીથી ધોવાય.'

'ફીતુરખાં ! હું દલગીર છું કે તેં આ રીતી એખતયાર કીધી છે. તારી બહે નનો હાથ નેકાહમાં માંગવાના મારા ઇરા દામાં તું નાહક નડતલ નાખે છે.' મેં ઉતર વાળયો.

'આહ, હીચકારા !' ફીતુરે ઉશ્કે લાઇ જણાવયું 'જયારે એક નાજનીનનો ભાઇ આબરૂ માટે પોતાના હાથમાં શમશેર લઇ ખડો ઉભો રહે તયારેજ તું નેકાહની માગણી કરે છે ?'

'ફીતુર ! તારા ગુસાનું ગરમ બાજા ફતેમંદ કર ! તું જાણે છે કે હું હીચકારો નથી. જો તું બેહોસજ કરશે તો પછી લાચારીએ તુંને શીકશત કરવાની મને જ રૂર પડશે. હજી પણ તુને જણાવું છું કે તારો ગુસ્સો કાબુમાં રાખ અને મારી માગ ણીપર બે ઘડી વીચાર કર.'

'ખામોશ ! એક શબ્દ વધારે બોલા અને આ શમશેરથી તારૂં શીર ઉડી જશે, ઝટપટ તારી શમશેર ખેંચ. જ્યારે પોલાદ બોલે, તયારે ઝબાંને ચુપકીદી એખત્યાર કર વી જોઈએ.'

'ફીતુર ! હું તારી બેહેનને ખરાં જી ગરથી ચાહું છું ! તારી બહેન પણ મને ચાહે છે: તેથી હું તુને મારા ભાઈ દાખેલ થા માટે ન બોલાવું ?'

'સબબ કે મારા પેદરે જણાવયું છે કે તારા જેવા રખડેલ પાપીને અમારાં મ

કાનમાં દાખેલ કરવો અજીમ ગુનાહ છે.'

આ સાંભળી મારો પીતો ઉછળી નીકળયો. મારી શાંતતા મને છોડી જવા લાગી.

'ફીતુરખાં! તારો પેદર મારે વીશે શું એમ બોલયો?' ગુસ્સાથી દાંત કચકચાવી મેં પુછયું.

'હા! અને હું પણ તેમજ કહું છું. શમશેર હવે બાહેર કાહાડ.'

'તું હજી પણ એ માટે બોહોંશ કરે છે?' મેં હવે મારી શમશેર પર હાથ નાખી પુછયું.

'શમશેર! શમશેર અજમાવ! નહીંતર આ ઘડી તું મારે હાથે બેજાન થશે.' એક છેડાયલા વાઘની પેઠે ફીતુર બોલયો.

'ફરીથી હું તુંને ચેતાવું છું કે તારો ગુસ્સો ખામોશ કર!' મેં જણાવયું.

આ સઘળી અમારી વાતચીત એક શખસ દુર ઉભો રહી સાંભળતો હવે મારી નજરે પડયો. મને તે તદન તરાહીત માલ પડયો.

'ફીતુર! જો આપણે પેલા શખસ આગળ આપણી તકરાર રજુ કરીએ?

પણ તે પર મચક આપવાને બદલે તેણે પોતાની શમશેરથી મને એક ફટકો મારયો, હું હવે તદન ઝનુની બની ગયો, અને અમો વચે તેજ શમશેરબાજી શરૂ થઈ.'

---

## પ્રકરણ ૧૪ મું.

---

### દેશનીકાલ.

"શમશેરના દાવપેચ આશરે પાંચ મીનીટ વેર રહયા." ગીરામીએ હેવાલ ચાલુ રાખયો "અને આખરે ફીતુર પોતાની હુલડાઈનો ભોગ થઈ જમીન પર લોહીથી ઝરઝરતો રગદોળાયો. તે તરફડયાં મારવા લાગયો, લેકીન પોતાની દનગીરી તેણે મુદલ જણાવી નહીં. એટલુંજ નહી પણ સામું મને શ્રાપ દઈ તે બારેહકતઆલાને પોતાના કામોનો હેસાબ આપવા ગયો.

મેં હવે પેલા તરાહીત શખસ તરફ નજર ફેંકી કે જે મારો સાહેદ હતો; લેકીન તે પણ કોણ જાણે કયે વખતે અલોપ થઈ ગયો હતો.

"મારી પર હવે પછી આવી પડનારી આફતની આ શરૂઆત હતી."

ગીરામી હવે પોતાની ડોક છાતી પર નાખી આંખો બંધ કરી ઉભો રહયો. તેનો આ હેવાલ સાંભળી તથા તેનો હમણાનો દેખાવ જોઈ હાફેઝ અને તેની બેટીને ઘણી દયા ઉપજી, લેકીન ચુપકદીમાં હાલ તરત કાંઈ પણ ખલલ કરવા બંને જણાએ દરૂસત વીચારયુ નહી.

ત્રણે જણાં પોતપોતાના વીચારોમાં મશગુલ હતાં તેટલાં પેલા નાળાંની નાજની ન–ગુલશન–ગારી આગળ આવી ઉભી અને કાંઈ અગતયની ખબર લાવવાની ઢબે ત્રણ વાર મોટેથી 'ગીરામી! ગીરામી! ગીરામી!' કરી બોલી.

ફકત ત્રીજી વખત પોતાનું નામ સાંભળતાં લુટારૂ સરદારે પોતાની આંખો ખુલી; લેકીન, ગુલશનની કાંઈ અગત્યની ખબર લઈ આવવાની અધીરાઈ જોયા છતાં તેણે પોતાનો હાથ તેણીના તરફ કરી થોભવા જણાવયું.

"ફીતુરની લાસ તયાંજ પડતી મેલી દુખી જીગરે મેં શેહેર તરફના રસ્તો પકડયો. રસ્તામાં મને બે ફકીરો મલયા જેમને મેં ફીતુરખાંની લાસવાળી જગયાની ઈધાણી આપી.

"ફીતુરખાનના બાપને જયારે પોતાનો એકપુરો બેટો મારયા જવાની ખબર મળી તયારે તે ઝનુની બની ગયો અને મારી પર ખુનનો આરોપ મેલયો.

"અફસોસ! મારે કહેવું જોઈએ કે તે વેળા મારી આબરૂ કાંઈ ઝાઝી ન હતી. ખુનનો વાંક જોકે તદન ગલત હતો છતાં કાઝીએ મને દોષીત ધારયો અને મને પકડવા હુકમ ફરમાવયો. મને બંધીખાનામાં ઘસડી જવા ત્રણ હથયારબંધ પોહોરેગીરો મારે તયાં આવયા.

બંધીખાનામાં એકલો મારી પોતીકી મેળે જવા મેં માંગણી કીધી. તેઓએ તે ના કબુલ કીધી. મેં જણાવયુ કે તેમને ગમે તો હું તેમનાથી સો પગલાં આગળ યા પાછળ એકલો ચાલુ; લેકીન તેઓએ મને જીકડવા કોશેશ કીધી. આથી મારા ગુસ્સાનું બાઝાર પાછું તેજ થયું. મેં બે જણને કતલ કીધા અને ત્રીજાને ઘાહેલ કીધો. તયાર પછી જીન વગરના મારા ઘોડાપર હું સવાર થયો. મારી પાસે પેલી શમશેર અને મારા મકાનની ચાવી સી

વાય બીજી કશી ચીજ હતી નહી. ચાવીની મદદથી હું મારી વાલી માદરને મલવા મા ગતો હતો.

" બે કલાક પછી પાહાડોમાં હું સલા મત હતો. ટેકરીઓ યાને ટઘો લુટારૂઓ વ ગેરેથી ઠીક વસેલી હતી: તેથી મારા જેવા દેશનીકાલને તેમની સંફમાં ભેળ્તાં ઝાઝી મુસીબત નડી નહી. બીજા ઘણા મરાઓ તો અતયાર આગમચ મને પીછાણુતા હતા.

" તેઓ સઘળા વીખરાયલા હતા. તેમને એકત્ર કરવા એક સરદારની માત્ર ખુ ટ હતી. તેમનો સરદાર થવા મેં માંગણી કીધી, જે તેઓએ સ્વીકારી. તયાર પછીના બનાવો તો તમને માલમ હશે. "

---

## પ્રકરણ ૧૫ મું.

---

### નવી આફત.

" ત્યાર પછી તમે તમારી માદરને દી ઠી છે ? " હમીદાએ પુછયું.

" મેહેરબાની! તમો ત્યારે હજી પણ મ ને માણુસ દાખલ પાછાણો છો. " ગીરામી એ ઉતર વાલયો. હમીદાએ નજર નીચી કીધી.

" હા ! મારી પયારી માદરને મેં ત્યાર પછી એક વખત નહી, દશ વખત નહી પણ બસો વખત જોઇ છે ! " ગીરામીએ જણાવયું " આ દુનયામાં મારી હઇયાતી છે, તે ફકત મારી માદરને આભા રી છે. અંધારી રાતે અમો મહીનામાં એક વખત એક બીજાને ગુપચુપ મલયે છી યે, અકેકનાં દુખ સુખ કહી સંભળાવયે છીયે અને સહવાર પડતાં છુપા વેશે હું પા છો મારી માને રડતી મેલી આ પાહાડોમાં આવી ભરાઉં છું. ફકત અમો વચે ખુદા સી વાય બીજું કોઇ નથી, અલ્લાહજ સઘળા નો નેગેહબાન છે ! "

" પેદર ! પેદર ! તમો સાંભળો છે કે ?" હમીદાએ પોતાની આંખોમાંના આંસુઓ લુછી નાખતાં કહયું.

"તારૂં નામ ગીરામી છે," હાફેઝે જ ણાવયું.

"હા, પેદર ! પેલી નાજનીનની પેઠે આ નામ પણ શાહેરી છે." હમીદા બોલી.

"તયારે ગીરામી ! સાંભળ !" ઉમરાવ હાફેઝે ગંભીરાઇથી કહયું, "હવેથી તું તારી પ્યારી માદરને ભરાતો છુપાતો નહી પણુ સરવેની નજર સનમુખ ખુશાલી લાવનારાં આફતાબનાં કીરણો વચે જોઇ શકશે. એક ગ્રહસ્થ દાખલ હું તેની કબુલાત આપું છું!"

" ઓહ ! પેદર ! તમો કેટલા માયાળુ છો ? " હમીદા પોતાના પીતાને હરખથી વ લગી પડી બોલી.

"ગીરામી ! ગીરામી ! જે ખબર હું લાવી છું તે ઘણીજ અગતયની છે." ગુલશન ઘણીજ બીતા અને આતુરતાથી બોલી, " જો મારૂં સાંભળ ! અલ્લાહને ખાતર મને સાં ભળ !"

પણ ગીરામીએ પેહેલાંનીજ પેઠે હાથ ની ઈસારત કરી તેણીને ચુપ રહેવા કહયુ.

"ગીરામી ! હવે અમો તમોને છોડી જઈએ છીએ, પણ તમારી મેહેરબાનીનો ત થા ભલી લાગણીનો છાપ અમારાં જીગરમાં કોતરાઈ રહેલો છે." હાફેઝે કહયું.

"તયારે તમો મને માફ કરો છો?" ગીરામીએ લાગણીથી સવાલ કીધો.

"અમો તમોને માફ કરયે છીએ, એટ લુંજ નહી પણ અમો તમારા દેવાદારો દા ખલ પોતાને ગણયે છીયે: અને અલ્લાહની મેહેરબાનીથી અમો તમોને અમારો આભાર થોડા વખતમાં દેખાડી શકીશું."

" અને અય નાજનીન ! તમો પણ તમા રા પેદર જેવાજ વીચાર ધરાવો છો ? " ગી રામીએ જાણવા માગયું.

" અલબત ! " હમીદાએ આતુરતાથી ઉતર વાળયો " અને જો તેની ખાત્રી જોઇતી હોય તો—" તેણીએ ફુલનો તુરો (જે વી શે આપણે આગલાં પ્રકરણમાં જણાવી ગ યા છઇએ) ઉંચકી પોતાના પેદર ભણી ન જર કીધી, જેણે ડોકું હીલવતાંજ ઉંચકી ગી રામીને આપતાં કહયું " આ લ્યો ! "

" મેહેરબાની ! કરમ બક્ષેશ !" તેણે નમીને પેલો તુરો પોતાના હાથમાં લીધો.

" અને હવે આપણે પાછાં ભેગાં મ ળયે તેટલાં સલામ આલેકુમ ! " " આપ મેહેરબાને મન છો. આજથી હું પોતાને તદ ન એક જુદોજ આસામી જોઉં છું. પણ નહી ! મારૂં કીસ્મત બે ડગલાં આગળ અને આગળ છે. સીધારો ! બેધડક સીધારો ! કોણુની મ ગદુર છે કે કોઇ તમોપર આંગળી વટીક ઉ પાડે ! " ગીરામી બોલ્યો. તે તેમને બારણા બાહેર મેલી આવયો.

ત્યાર પછી તે પાછો ઓરડામાં આવયો, પેલો છુરો ઉપાડયો, અને વીચારમાં બેઠો. એક પળમાં તેનાં ખભાંપર નરમ હાથ જોઇ તે ચમકયો.

તેણે ઉપર નજર કીધી. ગુલશનનો તે હાથ હતો. ગુલશન તદન ફીકી ઉભી હતી.

"તું શુ માગે છે?" ગીરામીએ પુછ્યું.

"હું કહેવા માગુછું કે શેહેનશાહનું લશકર પા મંજલથી દુર નહી હશે અને જે વખત જાય છે તેમાં આપણા પર હલો થશે."

"ગુલશન! શું તું ખરૂં કહે છે?" ગીરામીએ ભવાં ચઢાવી પુછયું, પણ તેજ વખતે હથયારોનો ખણખણાટ સંભળાયો.

"તમો સાંભળો છો? ગુલશને પુછ્યું.

"હથયારબંધ! બેદાર!" ગીરામી કુદકો મારી ઓરડામાંથી એકદમ બાહેર ધસી જતાં મોઢેથી બોલ્યો.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### નાસભાગ.

હથયારોનો ખણખણાટ સાંભળી ગીરામીને બાહેર નીકળી જતો આપણે જોયો છે. સારે એ હથયારબંધ માણસો અહીં કેવી રીતે આવયાં તે આપણે જોઇએ.

નાળાં આગળ ગુલશન ઉભી હતી, તેટલાં તેણીએ હાફેજના એક નોકરને ઘાહેલ થઇ ઘોડો દપટાવતો દોડી જતો જોયો હતો. ટુંક વખતમાં તે ઘણે લાંબે છેટે નીકળી ગયો. આખરે શાહનશાહનાં લશકરની એક છાવણી આગળ જઇ લાગયો અને તયાં મદદ માટે બુમો પાડી તેને તરતજ તે ટુકડીના સરદાર આગળ લઇ જવામાં આવયો, જેને તેણે પોતાપર ગુજરેલી બીનાથી વાકેફ કીધો અને હાફેઝ તથા તેની બેટીના જાનની જોખમદારી વીશે કહયું. હાફેઝનું નામ સાંભળી પેલા સરદારે તરતજે રણસીંગડું ફુંકાવી પોતાનાં લશકરની એક મોટી ટુકડીને હથવારબંધ તઇયાર કરાવી. ઉમરાવ હાફેઝનો આ સરદાર મીત્ર હતો.

લશકર તઇયાર થતાંજ તેણે કુચ જારી કીધી. તેમને દુરથી આવતા જોઇ ગુલશન ખબર આપવા ધરમશાળાની બારી આગલ આવી ઉભી હતી, પણ તેણીને બોલતી બે વખત ગીરામીએ અટકાવી હતી, જે બીનાથી વાંચનાર વાકેફ છે.

"હથયારબંધ! બેદાર!" બોલતો ગીરામી બાહેર નીકળયો અને બબરચીખાનામાં ગયો, પણ ત્યાં પોતાના સોબતીઓને નહી જોઇ જાહેર ચોગાનમાં દોડયો, ત્યાં પણ તેમને નહી જોઇ તે ઝડપથી પાછો મકાનના એક ઓરડામાં દાખલ થયો, ત્યાંથી ઘણાંજ કારી હથયારો લીધાં અને અગાસી પર આવી આસપાસ આતુરતાથી નજર કીધી, લેકીન એક પણ સોબતી તેની નજરે પડયો નહી. ઉલટું તેમને બદલે શેહનશાહનાં લશકરની એક ટુકડીને એક નાની ટેકરી પર ચઢતાં જોઇ, તણે જોયું કે તે અતી ઉતાવલથી તેનાં મકાન ભણીજ આવતી હતી.

વળી પાછી તેણે આસપાસ નજર ફેંકી પણ ગુલશન સીવાય બીજુ કોઇ તેની મદદે ઉભું રહેલું દેખાયું નહી. ગુલશન ધાસ્તીથી ઉજલી પુણી જેવી બની એકેકશે હાથ મીલાવી એક પુતલાં મીશાલ ખડી રહેલી હતી.

"ગીરામી! નાહાસ! નાહાસ!" તેણી કાલાવાલા કરતી બોલી.

"બદમાશો મને છોડી ગયા, તેથી એમ કરયા વગર છુટકો નથી," ગીરામી દાંત કચકચાવી બોલયો.

"કદાચ તેઓ પેલી છુપી જગયા આગળ તમારી વાર જોતા ઉભા હશે." ગુલશને બીહીતાં બીહીતાં વીચાર જણાવયો. ગીરામીને આ શબદોથી આશા આવી.

"કદાચ તેમ હોય પણ," તેણે ઉતર વાળયો.

તે હવે મકાનના આગલા ભાગપર આવયો તેનું મજબુત બારણું અંદરથી ભારી અડગરો દઇ બંધ કીધું અને પાછલા એક છુપા દરવાજા મારગે ભોંયરાંમાં ગુલશન સાથે તે ચાલવા લાગયો. આ મારગ જમીનમાં કાઢેલો હતો, જેવા મારગો વાંચનારને હીંદના કેટલાક અસલી કીલાઓ તથા મેહેલોમાં માલમ પડશે.

થોડેક દુર ચાલયા પછી ગુલશન અંધારામાં ઉભી રહી, વાંકી વળી અને ઝપાટામાં એક નાનો પથર ઉંચકી તેની નીચેથી એક નાનું બંડલ કાઢી ગીરામી નહી જાણે

તેમ તેણીએ છાતીમાં છુપાવયું અને ઉતાવળથી ગીરામીને જઇ મલી.

દસેક મીનીટ આ મુજબ ચાલ્યા પછી તેઓ આ છુપા મારગને છેડે આવયા. ગીરામીએ પોતાના ખભાંના જોરે એક બારણું ઉંચકયું, જે બાહેરથી લીલ અને ખડકમાં છુપાવેલું હતું.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### પીર વડ આગળના બનાવો.

સેજ જોર પછી પેલું બારણું ઉઘડયું. તેઓએ હવે પાછી દીવસની રોશની દીઠી. તેઓ એક ટેકરીપર જઇ લાગયાં હતાં. ગીરામીએ છુટકારાનો દમ ખેંચીયો.

"આહ! અહીં આપણે સલામત છીએ!" તેણે જણાવયું.

"બેશક! લેકીન આપણે વખત ગુમાવવો જોઇતો નથી." ગુલશને વીચાર જણાવયો.

"તું કયાં જવા માગે છે?"

"પીરના વડ આગળ."

ગીરામા ચમકયા.

"ભલે! કદાચ પીર આપણને પોતાના આશરા હેઠળ લેશે."

તેઓ બંને આગળ વધયાં પેલો મેંઢો હવે તેમને જઇ મળયો. ત્રણે જણા થોડુંક આગળ ચાલ્યાં કે એક અતી ગીચ ઝાડાવાલી જગયા આગળ જઈ લાગયા. આ ગીચ ઝાડ પાનવાલી ખાઈમાં જાનવરોએ પાડેલા મારગ વાટે તેઓ આગળ વધયા. ધોરી રસ્તાથી તેઓ બનતાં સુધી દુરના દુર રહેતાં હતાં. આ પ્રમાણે તેઓએ આશરે પોણા કલાક સુધી ચાલયા કીધું. વાંચનારે જાણવું જોઇયે કે ગીચ ઝાડી ઝાંખરાની વચે ચાલવુ ધીમુ હોવું જોઇએ જેમ જેમ તેઓ આગળ વધતા તેમ તેમ ચાલવું વધું અને વધુ મુસીબત ભરયું હતું.

આખરે તેઓ એક મસ મોટાં દરખત આગળ જઇ લાગ્યાં. આ દરખત તે પેલું 'પીર વડ' હતું. તેઓ હવે પોતાની ધારેલી મુસાફરીના છેડા આગળ આવી પુગ્યાં હતાં. આશાથી તેમનાં મનને રાહત વળી હતી. કોઈ તેમને સપડાવે નહીં ત્યાં તુલીક આ જગ્યા બેશક સલામત હતી.

હમેશાં જયારે નાસભાગ કરવાની જરૂર પડે ત્યારે ગીરામી આ જગ્યે આવતો અને અહીં પોતાના સોબતીઓને જોઈતા હુકમો આપતો હતો.

આ વડ પોકલ હતું. તેણે તેમાં હાથ નાખી રૂપાનું એક રણસીંગડું બાહેર કાઢયું, તયાર પછી તયાંના પીરની ઘોરને ચુંબન કરી અલ્લાહની નાની સરખી બંદગી કીધી, જેમાં ગુલશન સામેલ થઈ. મેંઢું આસપાસ નજર નાખતું ઉભું રહયુ હતું.

બંદગીથી ફારેગ થતાં તે ઉઠયો, પેલું રૂપાનું રણસીંગડુ હાથમાં લઈ મોં આગળ લઈ ગયો અને તે ત્રણ વખત ફુંકયું.

તે હવે આતુરતાથી આસપાસ નજર ફેંકવા લાગયો. રણસીંગડાના આવાજનો પડઘા પણ અલોપ થતો ચાલયો હતો. લેકીન તેના એક પણ સોબતીએ વળતી નીશાન કીધી નહીં. ઘણી ચીંતા સાથે તે થોભ્યો; પણ કોઇ નહીં.

"બદમાશો! મને તજી ગયલા જણાય છે." ગીરામી દાત કચકચાવી બડબડયો.

ગુલશન હવે એક પથરપર બેઠી. એક બીજા પથરપર ગીરામી પણ બેઠો અને પોતાના સોબતીઓની આવવાની રાહ જોવા લાગયો.

જેમ જેમ વખત પસાર થતો ગયો, તેમ તેમ તેની ચીંતા તથા ખળભળાટ વધતો ચાલયો.

પાંચ મીનીટ! કોઇ નહીં. દશ મીનીટ! કોઇ નહીં. પા કલાક! જરાએ સંસારો નહી.

એકદમ ઉભો થઇ ચીડમાં તેણે જમીનપર પગ ઠોકયો.

"કદાચ લુચાઓ શાહના લશકર સાથે મળી જઇ મને સપડાવવા અહીં આવતા હશે જો તેમજ હોય તો—" વાકય તે પુરો કરી શકયો નહી. તેની નજર પથરપર ઉજળી કફ જેવી બેઠેલી ગુલશનપર પડી તે ચમકયો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### જંગલનું ગુલાબ.

અતી ઘણી માયાથી બંધ આંખો સાથની ફીક્કીફચ થયલી ગુલશનને ગીરામી જોવા લાગયો. તેની પર આવી પડેલી આ આફતમાં ફકત એજ એક નાર તેની આગળ હતી. તે મુછમાં હસ્યો. આ હસવામાં

કાંઈ ઓર તરેહની લાગણી સમાયલી હતી.

ગીરામીએ ગુલશનનાં માથાપર અતી માયાથી પોતાનો હાથ મેલયો, અને તેણીનાં કપાળપર ચુંબી લીધી. જેવા તેના લવો તેણીના કપાળને અથડયા કે ગુલશને ચીચ્યારી સાથે આંખયો ખોલી. આ ચીચ્યારી ખુશહાલીની કે દલગીરીની હતી ?

આ પેહેલીજ વેળા ગીરામીનો આ જાતનો ચાહ તેણીએ ચાખયો હતો.

પોતાના બંને હા ામાં માથું મેલી તે પાછી ગુપચુપ બેઠેલી જણાઇ, ગીરામી ઘણી અજાયબી અને ચીંતા સાથે તેણીને નીહાળતો ઉભો. આખરે તે ધીમેથી બોલયો:—

"ગુલશન ?"

પોતાની વહાલી માદરની છાતીપર નાંખી મેલેલું બાળક જે પ્રમાણે ઉંઘમાંથી બેદાર થાય તે પ્રમાણે ગુલશને ધીમેથી આંખો ઉઘાડી. તેણીની અને ગીરામીની નજર એકત્ર થઈ.

"યા અલ્લાહ !"

"બેટી? તુને શું છે ?" ગીરામીએ પુછયું.

"હું જાણુતી નથી," ગુલશને ઉતર વાલયો "મને એમ લાગયું કે હું મરતી હતી—" એટલું બોલી તે લપેરા ખાતી ઉઠી, પેલા વડ આગળ પાછી ગઇ અને પાસેની ઝાડીમાં જઇ થોડાંક આંસુઓ ખેરવયાં.

તે નજરથી ગુમ થઈ તયાંસુધી ગીરામીએ તેણી તરફ જોયા કીધું. પણ પેલો મેંઢો હજી તયાંજ ઉભો રહયો હતો, તે પરથી તેણે ધારયું કે ગુલશન ઘણે દુર ન હતી.

તેણે એક નીસાસો નાખયો, ધાબલી પાથરી અને આંખોને હાથોથી ઢાંકી તે કાંઇ વીચાર કરતો સુતો. અરધી ઉંઘીરેતી હાલતમાં તે એ મુજબ આશરે અરધો કલાક પડી રહયો; તેણે હવે ધીમેથી પણ અતી ઘણી ચીંતાથી પોતાનું નામ સાંભળયું.

સાંજના થતાં ઝઝકલામાં પશ્ચીમ ભણી હાથ લંબાવી ગુલશનને ઉભી રહેલી તેણે દીઠી.

" કેમ, શું છે ?" ગીરામીએ બેસી પુછયું.

"આ તરફ તારી ચશમ ફેરવ!" ગુલશને ઉતર વાળયો.

ગીરામી તરતજ ઉઠી ઉભો થયો.

" આહ ! આજે સાંજે આફતાબ અતી લોહીયાર રંગ દેખાડે છે. એનો મતલબ એટલીજ કે કાલ પડતાં લોહીની નીખો વહેતી થશે."

" તારી ભુલ છે." જંગલના ગુલાબે ઉતર વાળયો " એ કાંઇ પોતાના બુરૂજમાં આસાયશ લેવા જતા આફતાબનાં કીરણો નથી."

" ત્યારે શાનાં છે ? " ગીરામીએ પુછયું, તેજ વેળા તેણે તે તરફ ધુંવા જેવું જોયું.

" આગ છે ! " ગુલશને ઉતર વાલયો " પાહાડી જંગલ આગથી સળગયું છે ! "

તેજ વેળા એક હરણુ ગભરાટમાં તયાંથી પસાર થઈ ગયું; તેની પુઠે ભુંડ વગેરે થોડાંક પ્રાણીઓ પણ ગભરાટમાં દોડી જતાં જણાયાં.

" ગીરામી ! ચલ ! " ગુલશને જણાવયું " આપણુ આદમો કરતાં આ જાનવરોની સમજશકતી વધુ તેજી હોય છે. આવી પડનારી આફતના પેગામો એઓ આપણુને જણાવે છે. તેઓ વળી જણાવે છે કે કઈ તરફથી આફત આવે છે અને કઈ તરફ છુટકો છે. તેઓ જે દીશા તરફ નાસે છે તે તરફ આપણે પણ નાસી જઈએ. એક પળ પણ ગુમાવવી નહી જોઇએ."

ગીરામીનો પણ એજ અભીપ્રાય હોવો જોઇયે: સબબ તેણે પેલું રણસીંગડું ઝડપમાં પોતાને ગળે ઓળવયું અને પેલી ધાબલી ખભાપર નાખી હરણુ જે રસ્તે નાસી ગયું હતું તે તરફ ગુલશન અને મેંઢાંની પુઠે ઉતાવળે કદમે ચાલવા લાગયો.

તેઓ તે દીશા તરફ આસરે સાતસો વાર દુર નહી ગયાં હશે તેટલાં મેંઢું થંભી ઉભું રહયુ, ડોક ઉંચે કરી સુંઘવા લાગયું અને બરાડવા લાગયું.

" કેમ, મોઇઝ ! શું છે, " ગુલશને પુછયું.

જાણે પોતાની શેહાણીનો સવાલ સમજયું હોય તેમ મેંઢાંએ ડોક હીલવી અને બરાડવા લાગયું.

ગીરામી પણ ચાલતો ઉભો રહયો અને ઘણા ધયાનથી સાંભળવા લાગયો.

અંધારૂં સપાટામાં પડયું હતું.

"મને લાગે છે કે આગની આપણે ઘણા નજદીક છીએ. બળતી ચીજોના ફટ ફટ અવાજો સંભળાવા ઉપરાંત ધુંવાનો વાસ પણ અહીં વધેલો લાગે છે. શું આપણે કાંઇ ભુલ તો નથી કીધી. અજાણ્યે આપણે આ આગમાં બળી મરવા તો નથી જતાં?"

"આગ ત્યાં છે." ગુલશને પશ્ચીમ તરફ આંગળી દેખાડી કહ્યું "અને આપણે બની શકયો તેટલો સીધો રસ્તો લીધો છે."

"તારી ખાતરી છે?"

"જો પેલા પડત કીલાનું ખંડયર! તેથી મારી ખતરી છે! લેકીન, લેકીન," ગુલશન અંધારાંમાં ડોળા તાણી જોતી બોલી "મને લાગે છે કે બે જુદી જુદી જગાએ આ પાહાડી જંગલમાં આગ લાગેલી છે."

"આહ! હવે મને સમજ પડી! આગ પોતીકી મેળે લાગી નથી, પણ ખામખા લગાડવામાં આવી છે." ગીરામીને હવે સચાઈનો સંસારો જણાવા લાગયો.

"જો તેમજ હોય તો જરા થોભો!" ગુલશને જણાવયુ. તે તરત એક ઉંચી જગયાપર દોડી ગઈ અને ખડકપર એક પુતળાં મીસાલ ઉભી રહી આસપાસ નજર ફેંકવા લાગી.

સેજ વારમાં તેણી પાછી ફરી.

"કેમ?" ગીરામીએ પુછ્યું.

"તારી અટકળ ખરી હોવી જોઇયે."

"આગ!"

"હા! આગ! આગ! નાસો જલદી. આ તરફ! આ તરફ!" ગુલશન દક્ષીણ તરફ દોડતાં બોલી.

ખરેખર! આગ તેઓ સઘળાંને બાળી ભશમ કરવા પુર તેજ સાથે ખીલી રહી હતી.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### ભયંકર આગની વચ્ચે.

"પણ તું કયાં જવા માગે છે?" ગીરામી તેણીની પુઠે પુઠે જતો બોલયો.

"સામસામી દીશાથી આવતી આગ વચમાં જોડાય તે આગમચ આપણને વચમાં થી પસાર થવું જોઇએ."

તેઓ જેમ જેમ દક્ષીણ તરફ વધતાં ગયાં, તેમ તેમ જંગલ વધુ અને વધુ ગીચ થતું ગયું અને ધુમાડાના ગોટે ગોટા અને બળવાના અવાજો વધુ અને વધુ નજદીક આવતા સંભળાવા લાગયા.

"પેલા સેતારાની દીશા તરફજ દોડો!" ગુલશન બોલી ને તે તરફ જવા લાગી. આ મુજબ આશરે દશેક મીનીટ તુલીક તેઓએ રસ્તો કાપયો. સેતારો હવે વાદળાંઓમાં ગુમ થઈ ગયો.

"માશાલ્લાહ!" ગીરામી બોલયો. તુફાન શું થરૂ થવાનું છે? આ પાહાડોમાં આ ડરામણી રાત્રે આગ અને પાણી વચે આપણી હાલત ખરેખર જોવા લાયક થશે."

પણ ગુલશન ઉભી રહી અને ગીરામીના ખભાંપર હાથ મેલી બોલી: "સેતારાને છુપાવી નાખનાર કાંઇ વાદળ નથી."

"ત્યારે શું છે?"

"ધુંવો! આગનો ધુંવો!"

"બનેજ નહી! દક્ષીણ તરફથી તો પવન ફુંકે છે."

આ વખતે એક કોહોલું ચમકતી આંખો સાથે મોઇઝ મેંઢાપર જરાએ નજર નાખયા વગર ઝડપમાં પસાર થઈ ગયું. મોઈઝે પણ આ નાહાનાં કોહોલાંપર જરાએ ધયાન આપયું નહી. તેનું ધકત્રયાન બીજી આફતપર હોવું જોઇએ.

"આગ! આગ! આપણે મોડાં છીએ. આપણી સામે આગની મસ મોટી દેવાલ ખડી છે!" ગુલશને પોકારયું.

"જરા થોભ!" ગીરામી બોલયો. "આપણે તે ટુંક મુદતમાં જાણીશું," એટલું બોલી તે પાસેના ઝાડ પર ચઢવા લાગયો; પણ તેટલાં ઉપરથી કાંઇ કઠોર આવાજ સંભળાયો. બીહીને ગુલશન ગીરામીને ઉપર ચઢતો અટકાવવા લાગી.

"કાંઇ નહી! કાંઇ નહી! એ તો આ જંગલનું જઈફ રીંછ છે." ગીરામી બારીકીથી ઉપર જોઇ બોલયો. "હવે એના દહાડા ભરાઇ ચુકયા છે. આગમાંથી કાંઇ એ બચવાનું નથી અને મારી સામે થવામાં પણ કાંઇ એવું વળવાનું નથી."

"ઉતર તરફ! ઉતર તરફ!" ગુલશન પોકારી ઉઠી "હવે ફકત એજ રસ્તો ખુલ્લો છે!"

ખરેખર ! જંગલનાં સઘળાં જાનવરો પોતપોતાની દુશમની ભુલી જઇ સામટાં અને ઘણી વેળા એકેકને અથડતાં ઉતર ભણી દોડી જતાં જણાયાં. સઘળાંઓમાં ભારે ગભરાટ ફેલાઇ રહયો હતો. ઝાડોની ડાંખલીઓમાં તથા માળાઓમાં આરામ લેવા બેઠેલાં પક્ષીઓ પણ મોટાં કીલ્યાન સાથે ઉતર તરફ જ ઉડતાં જણાયાં. જાનવરો અને પક્ષીઓના હર કીસમના કીલ્યાનથી તે જગયા તદન ગાજી રહી હતી.

" ચાલ ! ગીરામી ! ચાલ ! આગ હવે તદન લગોલગ છે. "

" પણ કયાં ? કયાં ? "

" આ તરફ! આ તરફ! ઉતર તરફનો સેતારો આપણી સામે છે. મોઇઝની પુઠે પુઠે આપણે જઇએ. એની પ્રેરણા બુધી પરજ હવે આપણ બંનેનો આધાર રહેલો છે."

તેઓ હવે સઘળાં જાનવરો સાથે મેઢાંની પુઠે પુઠે વીખરાયલે ચેહેરે દોડવા લાગયાં. ગરમી અતીશય પડવા લાગી; તેઓ જાણે હવે ભુંજાઇ જતાં હતાં.

એકાએક મોઇઝ મેંઢો ઉભો રહયો.

" હવે નાશી જવું તદન ફોકટ છે. " ગીરામીએ કહયું " આગ આપણી આસપાસ કુંડાળામાં ફરી વળી છે." એટલું બોલી તે એક ખડક જેવા પથર ઉપર બેસી ગયો. તેની ખાતરી થઇ કે સઘળી નાસભાગ છતાં આગમાં ભસમ થવા વગર તેમનો છુટકો નહી હતો. વધુ કોશેશ તેણે તદન ફોકટ ધારી, અને નજદીક આવેલા મોત માટે તે તઇયાર બેઠો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### જીવવાની હોંસ.

આગ સઘળી તરફથી ફરી વળી હતી, એમ જે ગીરામી બોલયો હતો તેની ખાતરી કરવા ગુલશન સો પગલાં આગળ વધી. અહીં મોઇઝ આગળ વધતો તદન અટકી ગયો. ખરેખર ! કાંઇ પણ શક હવે રહયો નહી. આગના ભડકાથી આકાશ લાલ છવાઇ ગયું હતું. આગનાં ડાચાંમાં તેઓ હતાં.

ગુલશન તરતજ પાછી ફરી તો ગીરામીને પોતાના હાથોમાં માથું મેલી વીચાર કરતો દીઠો. તે તેની આગળ એક પળ થોભી અને પયારથી ભરપુર ચશમોએ તેને વીંટાલી લીધો. ગીરામીના ગળાં આજુ પાસ હાથ વીંટાળી આગમાં સાથે બળી મરવા તેણીને લાલચ થઈ.

તોપણ એ લાલચ સમાવો દઈ તે બોલી: "ગીરમી !"

લુટારૂ સરદારે ઉપર નજર કીધી.

" ગરીબ ગુલશન ! આવી જવાન ! આવી ખુબસુરત ! આવી ભલી ! આવી નેક! અને તે છતાં તારૂં કેવું મોત ! એ તારાં ડરામણાં મોતનું કારણ હું થઇશ ! અલ્લાહ! અલ્લાહ ! " કઠણ છાતીનો ગીરામી હવે ડચકાં ખાઇ ગુલશનની દયા ખાતો બોલ્યો. "ખરેખર! મારી થાહેરી ગુલશન જે તારૂં નામ, તેને તું તદન લાયક છે! અલ્લાહજ તારો નીગેહબાન !"

" ગીરામી ! તુંને જીવવા ગમે છે!" ગુલશને બાળકના જેવી ભોળાઇથી પુછયું "મારે માટે તો હું દરકાર કરતી નથી."

"હા ! હા ! હું કબુલ કરૂં છું કે હવે મને જીવવા ગમે છે."

"કોણુને સારૂ ?" ગુલશને પુછયું.

ગીરામી આ સવાલની મતલબ સમજી શકયો નહી. ગુલશનના જીગરમાં જે લખેલું હતું તે તે વાંચી શકેલો જણાયો નહી.

"કોણુને સારૂ ?" ગીરામીએ પુછયું.

"હા ! હું પુછું છું કે કોણુને માટે તું જીવવા માગે છે ? " ગુલશને સવાલ કીધો. "તું કે જેણે અતયાર તુલીક અલ્લાહે બક્ષેલી જીંદગી માટે દરકાર કીધેલી નથી, તે હવે કોણુને માટે જીવવા માગે છે તે હું જાણુવા માગું છું."

ગીરામી આ સવાલ સાંભળી ગુલશન તરફ એક પળ ટીકી ટીગીને જોવા લાગયો "આ અંધારી ડરામણી રાતે આ બીયાબાન આગનાં ભડભડ બળતાંની વચે અને પેલાં પશુ પક્ષીઓની ગભરાટ ભરી નાસભાગ અને મોતની ચીચ્યારીઓ વચે આ સવાલની તારી મતલબ હું સમજી શકતો નથી."

"હું ફરીથી પુછું છું કે કોણુને વાસ્તે તું જીવવા માગે છે ? " ગુલશને પુછયું.

"મારી પયારી માદરને માટે." ગીરામીએ ઉતર વાળયો.

ગુલશને આ સાંભળી એક ચીચ્યારી પાડી.

---

## પ્રકરણ ૨૧ મું.

### ગાંડી ગુલશન.

પોતાની વહાલી "માદરને માટે" આ શબ્દો સાંભળી ગુલશને ચીચ્યારી પાડી. તે ખુશહાલીની ચીચ્યારી હતી.

"ગીરામી ! ઉપકાર ! મેહેરબાની !" ગુલશન તેનો હાથ પકડી ખુશહાલીથી બોલી "ત્યારે મારી પુઠે ચાલ."

"તારી પાછળ ? શા સબબ સર ?"

"તે કહેવાનો હાલ વખત નથી."

"લેકીન કયાં ?"

"બસ તું મારી પાછળ આવ."

"પણ તું જોય છે તો ખરી કે આપણે સઘળાં આગનાં ડાચાંમાં સપડાઇ ગયાં છીયે." ગીરામીએ કહયું.

"ખુદા મેહેરબાન, ગધા પેહેલવાન; તુંજ જો કે આપણે અત્યાર વુલીક સલામત છીએ."

"નહી, ગુલશન ! આપણે ડરામણા મોતના ડાચામાં છીએ."

"હું તેમ માનતી નથી, આપણે સલામત છીએ. હું ભાર મુકી જણાવું છું કે આપણે સલામત છીએ !"

ગીરામી ઉઠયો. ગુલશનનું કહેવું તેને તદન શકમંદ લાગયું.

"ચાલ, દોડ, દોડ !" ગીરામીનો હાથ પકડી ગુલશન ઉતાવળી ઝડપે ચાલવા લાગી. "તારી પયારી માદરને માટે તું જીવવા માંગે છે તો તારી માદર તારે માટે વીલાપ નહી કરે તેમ હું કરવા માગું છું. તારી માદરને ખાતેર હીમત રાખી મારી સાથે ચાલ !"

ગીરામીનો હાથ પકડી ગુલશન હવે આ ડકતરે રસતે જવા લાગી. મોઈઝ તેમની પુઠે પુઠે દોડયો. મેંઢાંને પણ પોતાની શેઠાણીની હીલચાલ જોઇ હીમત આવી.

બળતાના આવાજો વધારે નજદીક સંભળાવા લાગયા; અને તમામ જગયા તથા હવા ગરમ થઇ ગઇ.

"ગાંડી ગુલશન ! ઉભી રહે ! તું જોતી નથી કે આગના ભડકા આપણી સામેજ છે ? શું તું એનો ઘોંઘાટ સમજતી નથી ?"

"ગીરામી તારી ખાતરી છે ?" ગુલશને હસીને પુછયું "તું પહાડોમાં રહેનારો અને તે છતાં તું આગનો તથા પાણીના ધોધનો આવાજ પણ સમજી શકતો નથી ?"

"માશાલ્લા ! તારી અકલ પર આફ્રીન છે ! તારી હુશીયારીની હું કેવી રીતે તારીફ કરૂં તે સમજી શકતો નથી. વહેતા નાળાની વચેથી ચાલી જતાં આપણે બેશક બચી શકીશું."

"ચાલ, ચાલ ! બોલવાનો આ વખત નથી," ગુલશને લગભગ હુકમની ઢપે હવે કહયું. તે હવે તેને જાણે ખેંચી લઈ જવા લાગી.

નીચે વહેતી નાની નદીને કીનારે તેઓ આવી લાગયા. કીનારો ઉંચે હતો. નદીમાં નીચે ઉતરવું ઘણુંજ જોખમ ભરયું હતું, તેમાં ધસી આવતાં બળતાંના શોળાઓએ તેમને તદન લાઈલાજ કરી નાખયાં હતાં.

ગીરામી થંભ ઉભો રહયો, અને જીંદગીનો જોખમ વીસરી જઈ આ ડરામણા લેકીન રમણીય દેખાવપર શાએરની પેઠે આતુર નજર ફેંકવા લાગયો. ગુલશન તેની આ નબળાઇથી વાકેફ હતી. ગુલશનની પેઠે ગીરામી પણ કુદરતી દેખાવનો શોખીન હતો; કુદરતનાં બંને પુજારી હતાં.

"કુદરતી લીલા જોવાનો આ સમય નથી." ગુલશને તેનો હાથ પકડી ઘસડતાં જણાવયું.

"લેકીન, લેકીન ! અલ્લાહની આ બલીહારી !" ગીરામીએ ખેંચતાણ કીધી.

"અલ્લાહના પયગમ્બર હઝરત મહમદના કલામ આ છે કે પેહેલાં અકુદરતી રીતે જતો પ્રાણ બચાવ અને પછી અલ્લાહની કુદરતી બલીહારી દેખ !"

"લેકીન આવો દેખાવ કોઇ પણ આદમ પોતાની ઉમરમાં પણ દેખી શકવાનો નથી."

"બેશક, બેશક ! લેકીન બેદરકારીથી ખોયલી જીંદગી પણ પાછી મળનાર નથી. જાન છે તો જોવાની આશા છે." ગુલશને રદયો આપયો. તેણી હવે તેનો હાથ પકડી નીચે ઉતરવા લાગી. ગીરામીનું સઘળું ધયાન પેલા આફતકારક પણ ઘણા રમણીય દેખાવ પરજ હતું. તે જાણે આ દેખાવ પર ઘેલો થયો હતો. કુદરતી દેખાવ આ પળે તેની માશુક હતી.

થોડી વાર અગાડી તેણે ગુલશનને ઘે લી કરી હતી, લેકીન હવે તે પોતેજ ઘેલો જેવો બનયો હતો.

ઉપર કહી ગયા તેમ ઉતરાણ ઘણુંજ જોખમ ભરયું હતું. હર પળે સામ સામેથી નજદીક આવી પુગેલી આગથી ભસમ થઇ જવાનો ભય વધુ અને વધુ હતો. છતાં ગી રામીએ જાણે પોતાની સમજ ગુમાવી દીધી હતી. આથી નીચે ઉતરવાના જોખમકારક કા મમાં ગીરામીને ખેંચી લઇ જવામાં વધારો થયો હતો તેણી ઠોકરાતી ઠોકરાતી આગળ વધી. મોઇઝ વટીક કેટલેક ઠેકાણે તંવોસ્તો.

અનેક વખતે તેણીને જરા થોભવાની જરૂર પડી હતી, લેકીન આ અબળા ખોદા નું નામ મહોંપર રાખી અતી ઘણી હીમતથી આગળ વધી.

પણ એ મુજબ જતાં તેણીનો પગ છ ટકયો. નીચે નદીનાં પાણી વેહેતાં હતાં, જે નીપર ઘણેક ઠેકાણેથી બળતાંના ઓળા પ્ર તીબીંબ નાખતા હતા.

---

## પ્રકરણ ૨૨ મું.

### જીવ સટોસટ.

એક પથરની ઠોકર લાગયાથી ગુલશન નો પગ છટકયો, લેકીન નીચે પડી જવાને બદલે ઘણી હુશીયારીથી પાસે આવેલા એક નાના ઝાડની ડાંખળી પકડી લઈ પોતાને અ ને ગીરામીને પડી જતાં તેણીએ બચાવયો. એમ કરતાં જે ખેંચતાણ થઇ તેને લીધે ગીરામીનું ચીત પાછું તેણી તરફ દોડયું. હવેજ તેની સુધ ઉઘડી. પોતાની સાથે ગુલ શનનો જાન પણ તેણે અતી જોખમમાં ના ખયો હતો તેની તેને સમજ પડી. પણ તે જ વખતે તેને લાગયું કે છેલા બાર કલા કના અરસામાં તરેહવાર બનાવોની ગરમી માં તેની શકતી અતી ઘણી મંદ થઇ હતી. પોતાને તદન થાકી ગયલો તેણે દીઠો.

“ગુલશન! ગુલશન! દરેક આદમને માહત કરનારનેજ તેં આજે તારી અકકલ હુશીઆરી અને હીમતથી માહત કીધો છે.” ગીરામી બોલયો.

“ગીરામી! હવે આપણે ઘણાં નજદી ક આવી લાગયાં છીએ. હીમતે મરદાં, મ દદે ખુદા!”

પ

તેઓએ હવે પાછું નીચે ઉતરવું શરૂ કીધું. થોડીવારમાં એક પુલની પેઠે ખડા રહેલા બસ મોટા પથર આગળ તેઓ આ વી લાગયાં. લગભગ ઉભી ઉંચી બંને ટેકરીઓની વચે નદીનાં પાણી પસાર થતાં હ તાં અને પાણીની લગભગ વચે ખડકો રૂપી પથરો સીધા ને સીધા આવેલા હતા, જે પ થરોપર જવા પેલો પુલરૂપી મોટો પ થર આવેલો હતો. આ પથરની નીચેથી પાણી મોટા રોહ અને અવાજ સમેત જતું હતું, પુલ રોકા આ ખડકની પોહો ળાઇ ઘણી ન હતી; ફકત એક માણસ સેહે લાઈથી ચાલી શકે એટલો તે પોહોળો હતો.

“હું એની પરથી પસાર થાઉં છું.” ગીરામીનો હાથ છોડી દેતાં ગુલશન બોલી “તમો મારી પુઠે આવો.”

ગુલશન સલામત તે કુદરતી પુલ પ સાર કરી ગઇ અને વાંકી વળી પુઠે આવ તા ગીરામી તરફ ટેકા માટે હાથ લંબાવયો.

પણ પુલપર પગ મેલતાંજ ગીરામીને ચકર આવવા લાગયાં, તેના પગો લથડયા.

“હીમત! હોશીયાર!” ગુલશન બોલી, અને તેણી તેને અજાયબ જેવા જો રથી પોતાની તરફ ખેંચવા લાગી.

---

## પ્રકરણ ૨૩ મું.

### અજાયબી પર અજાયબી.

ગીરામીએ તરતજ પોતાની કઢંગી હા લત જોઇ સઘળું જોર એકઠું કરી તેણે કુ દકાની ઢપે ઉછાળો મારયો, અને પુલ વટા વી ગુલશન આગળ જઇ ઉભો. મોઇઝ પ ણ તેની પુઠે છલાંગ મારી આવયો.

આગનાં ભડકાંઓનું અજવાળું એટ લું તો હતું કે જોખમને ઓછો દેખાડવાને બદલે તેમાં વધારો કરતું હતું.

ગુલશનની યોજના વીશે હવેજ ગીરા મીને સમજ પડવા લાગી. કુદરતનો પુલ વટાબા પછી તે એક ખડક પર ઉભો, પણ તેના પગો એટલા તો લથડતા જણાયા કે ગુલશનને તેને ટેકો આપવાની ફરજ પડી. સઘળો ડરામણો દેખાવ નજરથી દુર કરવા ની મતલબે તેણે આંખો બંધ કીધી, લેકીન જ્યારે તેણે પાછી ઉઘાડી તયારે ઝળકતા દે ખાવથી તે તદન અંજાઇ ગયો.

રહેતાં સ્વચ્છ પાણીપર ભયંકાર આ ગનાં ભડકાંઓ મોટા આવાજ સાથે પુર બા હારમાં ખીલી નીકળેલાં જણાતાં હતાં.

"વાહ ! વાહ !" તે પોકારી ઉ ઠયો "ગુલશન ! જરા જો ! કુદરતના આ ઓર તરેહના બાહાર પર તારી ચશમો ફેરવ ! આહ ! શું સુંદર દેખાવ ! કેવો દીલકશ ! અલ્લાહ ! તું જે કરે તે રૂડું છે !"

ગુલશને હવે તેનો હાથ છોડી દીધો. તેણીને લાગયું કે ટેકાની હવે જરૂર રહી ન હી હતી.

કુદરતની બલીહારીપર ગીરામીને તયાંજ ખયાલ કરતો મુકી તેણી આગળ વ ધી અને ભોંયરાંમાં કોતરેલી એક ગુફામાં દાખેલ થઇ, ચકમકના પથરોની મદદથી તે ણીએ તયાંનું એક ફાનસ સળગાવયું, જેની ઝાંખી રોશની બાહેરના ભડકાંઓની તેજી રોશની સાથે તુચછ મુકાબલો કરતી હતી.

કુદરતની આ લીલાપર વીચાર કરતાં ગીરામી હવે બીજા ખયાલપર દોડયો. તેના મનમાં હવે મુદ્દલ શક રહયો નહી. જંગલ નું બળવું અકસ્માતીક ન હતું; તેની ર1 મે જે લશકર મોકલવામાં આવયું હતું તેણે જાણી જોઇ આ ભયંકાર આગ લગાડી હતી.

પેલાં રૂપાંના રણસીંગડાંના આવાજે પા હાડની કઇ દીશા ભણી લુટારૂઓનો સરદાર છુપાયલો હતો તેની ખબર લશકરને આપી હતી. બસો કરતાં વધારે લશકરીઓ હાથોમાં મસાલો લઈ એક મોટા કુંડાળામાં જંગલ વચે ફરી વળયા હતા, અને સુકાં સળગી ઉ ઠે એવાં ઝાડ ઝાંખરાં તથા ઘાસમાં આગ સળગાવી મેલી હતી, કે જેથી તેમના શેકારને જીવતો બાળી મેલે.

પણ આપણે જોઇ ગયા તેમ ફકત કાંઇ અજાયબ સંજોગે ગીરામી બચી જવા પામયો હતો. તેનો જાન ગુલશનની અક્કલ અને હીમતને ફકત આભારી હતો. જેવી આ બીના તેના મનમાં ઠસી કે આભારના આવેશમાં આવી જઇ તે ગુલશનને જોવા ફરયો તો તેની અજાયબી વચે તેણે ગુફા રૂ પી એક ભોયરૂં દીઠું કે જેની હસ્તીથી તે અતયાર તુલીક તદન બીન માહીતગાર હતો, જોકે તે પાહાડી જંગલનો સરદાર ગણાતો હતો અને દરેક ખુણા ખંટોળાંથી માહીતગાર ધારવામાં આવતો હતો. પેલાં ભોંયરાંના ઠેઠ અંદરના ભાગમાંથી પેલી ઝાંખી રોશની ગુફાની હયાતીની વાકેફગારી આપ તી હતી.

ધીમાં પગલાંએ તે તે તરફ ગયો, લે કીન જેમ જેમ તે નજદીક જતો ગયો તેમ તેમ તેની અજાયબી વધતી ચાલી. તે તદનજ હેરત પામયો.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### ગુફાની બ સબીઓ.

ગુફા રૂપી ભોંયરાંના આંગણામાંથી તેણે જોયું તો ગુલશને જમીનપરથી એક ચોખ ડ પથ્થર ઉંચકયો અને તેમાંથી એક વીંટી કાઢી પોતાની આંગળીમાં તેણીએ સેરવી અને ચ મરપત્ર પર લખેલો એક દસ્તાવેજ પોતાની છાતીમાં સંતાડી દીધો.

ગુફામાં ઠેકાણે ઠેકાણે લીલ બાઝેલી હતી. આ ગુફાના ઠેઠ ખુણામાં સુક્કી લીલનું નરમ બીછાનું પાંથરેલું હતું. આ બીછા નાની ઉપર દીવાલ પર લાકડાંના બે ચોક ઠાંમાં રંગેલાં બે ચીત્રો હતાં. એક મરદનો ચહેરો અને બીજો એક અતી ખુબસુરત ઓ રતનો. બંનેએ તાજ જેવી ટોપીઓ પેહેરેલી હતી, અને તેની નીચે ઇરાની-ઉર્દુ ભાષામાં નામો લખેલાં હતાં. સોળમી સદીની હીંદની પડતી હાલત પ્રમાણે ચીતારાએ પીછીંનો ઠીક ઉપયોગ કીધેલો જણાતો હતો.

ઓરતનો પેહેરવેશ જરા વીચીત્ર હતો; લગભગ જંગલની ગામડયનનો તે ખયાલ આપતો હતો. જો કોઇ પહેલ વેહેલી તે ચીત્રપર નજર નાખે તો તરતજ તેને ગુલ શન યાદ આવે, પણ આ ચીત્રમાં દોરેલી ઓરત તેણીના કરતાં મોટી ઉમરની જણાતી હતી. તેની નીચે જે લીટો લખેલો હતો તે ખુબસુરત મલીકા ઝુબેદા કરી હતી.

મરદના ચીત્ર પર નજર પોહોંચાડતાં તે કોઇ મોટા દરજાનો શાહ હોય એમ દે ખાતું હતું. તેનાં માથાંપર શેહેનશાહી મુગ લાઇ તાજ હતું. તેની નીચેનો લેખ શાહ ઝહીરૂદીન મહમદની ઓલખ આપતો હતો.

ગીરામી જોકે ઘણાં ધીમાં પગલાંએ દાખેલ થયો હતો, છતાં સંચારો જણાતાં ગુલશને ફરીને જોયું અને એક શાહજાદીને

છાજતી અદાથી તેણીએ ગીરામીને આવકાર આપયો. "ભલે પધારયા ગીરામી !"

"લેકીન આ મકાન કોણનું ?"

"જે હમણાં તમારી સાથ વાત કરે છે તેણીનો જનમ આ મકાનમાં થયો હતો. એજ મકાનમાં કેટલાંક વરસો તુલીક તેણી ઉછરી હતી. એજ મકાનમાં તે હસવા સાથે રડવાનાં આંસુઓ વરસાવતી હતી. પોતાની જનમ ભુમી યા પાલણાને માટે દરેક જણને પયાર હોય છે તે શું તમો વીસરી ગયા ?"

"ખરેખર ! આ ઘડીએ પણ હું મારી પોતીકી માદરનો પયાર યાદ કરૂં છું. લેકીન, જ્યારે ગુલશને મારા પેહેલા સવાલનો જવાબ ખુશીથી વાલ્યો તો બીજો સવાલ પુછવા મને હીમત આવે છે."

"પુછ અને તેનો ખરો ઉતર મળશે."

"જ્યારે એમજ છે તો હું પુછું છું કે આ બે સબીઓ કોણની છે ?"

"શું ગીરામી વાંચી નથી જાણતો?"

"તે જાણું છે."

"ત્યારે શા સારૂ વાંચતો નથી ?" એટલું બોલી તેણીએ પોતાના હાથમાંની ઝાંખી રોશનીવાળું ફાનસ સબીઓ આગળ ઉંચે ધરયું.

"ભલા ! મેં વાચયું.' ગીરામી બોલ્યો.

"શું વાંચયું ?"

"ખુબસુરત મલીકા ઝુબેદા."

"ત્યારે ?"

"હીંદની એવી કોઇ પણ સુલતાનાનું નામ મને યાદ આવતું નથી."

"પાહાડોમાં વસનારાં ગામડયાઓમાં પણ નહી ?"

"ખરેખર ! તેઓમાં પણ શું સુલતાનો હોય છે."

"અને બેગમો નહી કે ?"

"લેકીન આ સબીમાંનો ચેહેરો તને એટલો બધો મળતો કેમ ?" ગીરામી પેલી સબી ટીકી ટીકીને જોતાં બોલ્યો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### ગુલશનની ભેદી હીલચાલ.

"સબબ એ સબી મારી પયારી માદરની છે." ગીરામીના સવાલના ઉતરમાં ગુલશને ઉતર વાળયો.

ગીરામીએ બંને ચેહરા હવે અતી બારીકીથી તપાસ્યા અને બંનેનું અતીશય મળતાપણું જોઇ તેના મનપર ઘણી અસર થઇ. ગુફા બાહેર આગ હજી સળગેલીજ હતી.

"ભલા ! આ બીજી સબી કોણની ?" ગીરામીએ સવાલ નાખયો.

મેં પેહેલ્લાં જે પ્રમાણે કહયું તેમ આ ની નીચેનો લેખ વાંચ."

"શાહ ઝહીરૂદ્દીન મહમદ."

"શું એ શેહેનશાહથી પણ તું અનજાણ છે ?" ગુલશને પુછયું.

"નહી ! મેં પોતે એને જોયો છે."

"અને તેજ પ્રમાણે મે."

"ત્યારે તો તમે અતી નાના બાળક હશો."

"હા ! લેકીન હઇયાંમાં આગલા વખતના બનાવો એટલા તો ઉંડા કોતરાયા છે કે જે ભુલાઇ જવા મુશકેલ છે."

"બેશક" ગીરામીએ નીસાસો નાખી ઉતર વાળયો "મને તેનો અનુભવ છે. લેકીન આ બન્ને સબીઓ એકેકની નજદીક કેમ ?"

"શું એઓ બંને બાદશાહી દરજજાનાં નથી ?" ગુલશને હસી કહયું.

"બેશક ! લેકીન—" ગીરામી બોલતાં અચકી ગયો. તેણીની મગરૂરીને દુખવવા તેનું દીલ ચાલ્યું નહીં.

પણ ગુલશને હસવું જારીજ રાખી જણાવયું ! "લેકીન એક ખરો શાહ હતો. જયારે બીજી કલ્પીત રાજય પર હકુમત ભોગવનારી હતી."

"પયારી ગુલશન ! હું કબુલ કરૂં છું કે મારા મનમાં એજ સવાલ ઉભો થયો હતો."

"પેહેલાં તો એ કે કાલે તુરાબાદમાં આવી પુગનારા હુમાયુન શાહનો પીતા ઝહીરૂદ્દીન હતા. પણ મારે અહીં ઉભું રહી વખત ગુમાવવો જોઇતો નથી. હાકેંઝની માગ

ણી કદાચ શાહ સવીકારે નહી તો તેની કોશેશ કરવા હું ઇચ્છું છું."

"શું ?" ગીરામી પોકારી ઉઠયો "તું નુરાબાદ જવા માંગે છે ?"

"મારે તરતજ ઉપડી જવું જોઈએ. મારાં પાછાં ફરવા તુલીક તમો અહીં થોબજો."

"ગુલશન ! તું ગાંડી છે."

"આ ખુણામાં રોટી અને ખજુર તમોને માલમ પડશે. એનો જથો ખલાસ થાય તે આગમચ તો હું અહીં પાછી ફરીશ. આ તરફ પાણી પણ બીશયાર છે."

"ગુલશન ! હું તને અહીંથી જવા દેવાનો નથી. આ સલામત જગયા છે."

"જો નહી દેશો તો પછી આગને લીધે મારેથી મુદલ નુરાબાદ જવાશે નહી. નાળાંનો બાકી રહેલો મારગ પણ ઘેરાઈ જશે."

"લેકીન પેલાઓ તને કદી પસાર થવા દેશે નહી. આગની આસપાસ તેઓ ગોળ કુંડાળું વાળી ફરી વળેલા હશે. તેઓ કદાચ તારી સાથે ખરાબ ચાલ ચલાવશે યા તો કતલ પણ કરે !"

"એક ગરીબ અબળાને પોતાના મેંઢાં સાથે આગથી શું તેઓ બચવા દેશે નહી ?"

"તારી હીકમત ઠીક છે, લેકીન હું—"

"વખત બહુજ થોડો રહયો છે. તમોને બચાવવા મારી પુર ખાતરી હોય નહી ત્યાં તુલીક હું એટલી હીમત કરૂં નહી એ તમોએ ખાતરી રાખવી. મારે હમણા ને હમણા જવુંજ જોઇએ. મોઇઝ ! ચાલ !" એટલું બોલી ગીરામીની તકરાર સાંભળવા વગર તે પોતાનાં મેંઢાં સાથે ગુફામાંથી બાહેર નીકળી ગઇ અને નદીની અધવચ્ચે આવેલા ખડકોના પથરોપર કુદકા મારતી ચાલી.

ગીરામી બાહેર આવયો અને એક ખડકને અઢેલી ઉભો રહી જયાં સુધી તેણી નજર આગળથી ગેબ થઇ ત્યાં સુધી તેણીના જતા આકાર તરફ અજાયબીથી જોતો ઉભો રહયો. હવે તેને તેણીની હઇયાતી વીશે અતીશય ચીંતા લાગવા માંડી.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### નુરાબાદમાં ધામધુમ.

ગુલશનને આગના ભડકાંઓની વચ્ચે નદીના ખડકો પરથી અંધારી રાતે ચાલતી જતી જોઇ તથા ગીરામીને તેણી વીશે ફીકર કરતો ખડકને અઢેલી ઉભો રહેલો પડતો મેલી હવે આપણે ખુદ નુરાબાદ તરફ નજર દોડાવયે.

આજે શેહેર નુરાબાદમાં મોટી ધામધુમ મચી રહી છે. લોકોનાં ટોળે ટોળાં નવા પોશાકમાં સજ થઇ આમ તેમ ખુશ મીજાજમાં હીંડતાં જણાય છે. તેહેવારના દીવસ માંસાલ ઘોડા, હાથીઓ, વગેરેને પણ ઘંટીઓ વગેરેથી શણગારેલાં જણાય છે. ઘણાંક ઘરોને આંગણે તોરણો દીપતી માલમ પડે છે. કેટલેક ઠેકાણે વાવટાઓ પવનના સહેજ સપાટાએ ફડફડતા જણાય છે. મીઠાઇવાળાઓ વગેરે કમાણીની આશાએ દમામદાર દુકાનો માંડી હસ્તે મહોડે બેઠા છે, લશકરીઓ ખુશ મીજાજે આમ તેમ ઠઠેરાબંધ દોડધામ કરતા જણાય છે. નગારાં, ઢોલ, ઘંટડીઓ, સરનાઇઓ વગેરેના મનખુશ અવાજો ખુશહાલીમાં ઉમેરો કરે છે. મુખય કરી "દીવાને બહીસ્ત" નામના દરબાર ભરવાના મકાનનો ઠઠેરો ઓર તરેહથી દીપાયમાન બનયો છે. ત્યાં અમીર, ઉમરાવો, અમલદારો વગેરેની ઠઠ ઝાઝી દેખાય છે.

પણ સઉથી મોટી ઠઠ તો શેહેરમાં દાખેલ થવાના મુખય દરવાજા 'સફેદ' આગળ જણાય છે. આ દરવાજાને વાવટા તોરણોથી સણગારવામાં આવયા ઉપરાંત ત્યાં નગારાં, ઢોલ, સરનાઇ વગેરેના અવાજો લોકોના ઘોંઘાટ વચ્ચે સંભળાય છે.

પણ એ બધાંનો સબબ શો ?

સબબ એજ કે હીજરી સને ૯૬૭ (ઈ૦ સ૦ ૧૫૪૦) માં કનોજની લડાઇમાં શેરશાહને હાથે હાર ખમી ઇરાન નાસી જવા પછી પંદર વરસે પંજાબ ખાતે લડાઇમાં સીકંદર શાહને હરાવી હુમાયુન આજે તયાં આવી પુગનાર હતો.

ફકત હવે એક મોટી લડાઇ દીલહી નજદીક થવાની ખોટી હતી, જેની ફતેહ માટે હુમાયુનને તથા તેના સેનાધીપતી બયરામખાંને મુદલ શક ન હતો. એ લડાઈનું

તમામ કામ તેણે આ મહાન સીપેહસાલારને હસ્તક સોંપયુ હતું. જે દીવસે નુરાબાદમાં ધામધુમ મચેલી આપણે જોઇ ગયાં છીએ, તે દીવસથી એક પખવાડયાંમાં એ લડાઇ થવાની આશા રાખવામાં આવતી હતી.

કીરથી, સરકઇઝાહ વગરે લુટારૂઓ, ચોરો, વગેરેનો દોર તોડવાનો જે ઠરાવ હુમાયુને જાહેર કીધેલો આપણે હાફેઝ તથા ગીરામી વચેની વાતચીત દરમયાન જોઇ ગયાં છીએ તે તેણે કાબુલ તથા કંદહારમાં પોતાના સરકસી ભાઇઓને જેર કરયા પછી હીંદમાં પગ મુકતાં પોતાના ખાનગી વીશ્વાસુ અમલદારોને જાહેર કીધો હતો. એક તરફથી જ્યારે સીકંદર શાહના લશકરને હીંદ સર જમીના ઉતર ભાગોમાં હરાવતો તે આગળ વધતો હતો, તયારે બીજી તરફથી પાછા જીતી લીધેલા એ ભાગોમાં લુટારૂઓ વગેરેનો દોર તોડવાના ઉપાયો ખરા ઉમંગથી લેતો તે જણાયો હતો, અને એ બંને કામો સાથે સાથે આરંભતો તેને નુરાબાદની નજદીક આવી પુગેલો આપણે જોઇ ગયાં છીયે.

પેલું પહાડી જંગલ બળીને ખાનાખરાબી કરતું હતું, ત્યારે નુરાબાદનું તમામ લોક હુમાયુનની પધરામણીની આતુરતાથી રાહ જોતું હતું.

બપોરના બે વાગતે સફેદ દરવાજા આગળ એ શાહના આવી પુગવાની આશા રાખવામાં આવતી હતી, છતાં શેહેર તો સહરતું પહોર ફાટવા સાથે હળીમળી રહયું હું.

આ સઘળી ધામધુમમાં એક બુઝરગ તી ફીકર વચે બેઠેલો જણાતો હતો. તેણે તાની ડોક હાથપર ટેકવેલી હતી અને તે ઇ ઘણા ગંભીર ખયાલમાં હોય તેમ ખુ જણાતું હતું. તેની પેશાની ઉંચાં ખાનનની ગવાહી આપતી હતી.

તેનેથી થોડે તફાવતે એક બીજો અધીરનો શખસ તેની પર ટીકતો ઉભો હતો. ીવાર ધયાનેથી પેલા બુઝરગને જોયા પછી કાંઇ ઠરાવ કીધો હોય તેમ જણાયું: બ, તે ધીમે પગલે અને વીચારવંત ચેહે પેલા બુઝરગ આગળ આવયો અને તેના ભાં પર માયાથી હાથ મેલી જણાવયું, મારી બચગીના વખતમાં મારા દોસ્તને પ્રમાણે વીચારવંત તથા દલગીર જોઇ કાંઈ નહી તો દીલાસો દેવા હું અહીં આવયો છું. ગેસુ દરાઝ! ઓ મારા પુરાણા દોસ્ત! હું તને કેવી રીતે મદદ કરૂં? તારૂં દુ:ખ જોઇ આ જીગર ફુટી જાય છે."

આ સાંભળી બુઝરગ ગેસુ દરાઝે પોતાની ચશમો ઉંચે કીધી અને પેલાને જોઈ ઝડપથી ઉઠી બગલગીરી કીધી.

"મીરઝા ખાન! હું તુંને જોઇ ઘણો ખુશ થયો છું. કાંઇ ખેર આફીઅત?"

"ખુશ."

"છેલાં કયાં હતા?"

"કાબુલ તથા કંદહારથી થઇ શાહ નસીરૂદીન સાથે અમે પંજાબમાં ફતેહ સાથે દાખેલ થયા, તે અહીં આવયા છીએ. હવે એક મોટી ખુનખાર લડાઇમાં જે તે જણાઇ જશે, જો કે નામવર શાહ અને તેવણના મહાન સરદાર બયરામખાં ફતેહ માટે તદન ખાતરી રાખે છે. આશરે પંદરેક દીનમાં જે તે જણાઇ જશે."

"શુક્ર અલ્લાહ! હું ધારૂં છું કે આપણે સોળેક વરસે પાછા ભેગા મલ્યા છીએ. અલ્લાહની મેહેરબાનીથી આપણે હજી સહી સલામત છીયે," ગેસુએ જણાવયું. "લેકીન આપણો દોસ્ત હાફેઝ કેમ છે?"

"પુર તનદરોસ્ત! અમે હમેશાં સાથેના સાથેજ! લેકીન, અહીં આવતાં મને મારા બેટા હશીમે ખબર આપી કે પેલી પહાડી ધરમશાળામાં તે અને તેની નવજવાન ખુબસુરત બેટી હમીદા બાનુ પેલા પ્રખયાત લુટારૂની ટોળીના હાથમાં સપડાઇ ગયાં હતાં." મીરઝાએ ખબર આપી. આ સાંભલી બુઝોરગ ગેસુ ફીકકો ફચ થઇ ગયો અને તેણે આંખયો બંધ કીધી.

---

## પ્રકરણ ૨૭ મું.

---

**નુરાબાદમાં હુમાયુન શાહની પધરામણી.**

"પણ બંને સલામત છટકી ગયાં હશે." ગેસુએ થોડીવાર રહી આંખયો ખોલી પોતાના મીત્ર મીરઝાને પુછયું, જેમ કરતાં મીરઝાએ ખુલું જોયું કે ગેસુએ ઘણી મુસીબતે એ સવાલ કીધો હતો.

"ખરી બીના તો એ છે કે" મીરઝાએ સમજ પાડી "કાંઇ પણ લવાજમ લીધા

બીના એ ટોળીના સરદારે તેમને છુટાં કીધાં, એટલુંજ નહી પણ પોતાને ઉમરાવી ખાનદાનનો જણાવવાની મગરૂરી લીધી: આ ખબર મને મારા બેટા હશીમે આપી. વધુ અજબ તો એ છે કે હાફેઝ પોતાની તવંગરી માટે અને તેની બેટી હમીદા પોતાની ખુબસુરતી માટે ઘણાં મશહુર છે, તે છતાં પોતાને ગ્રહસ્થ કેહવાડવા મગરૂરી લેનાર આ લુટારૂ સરદારે તેમને છુટાં મેલયાં."

ગેસુ દરાઝે છુટકારાનો દમ ખેંચયો.

"શું તેણે તેમ કીધું ?" તેણે પુછયું "શુક્ર અલ્લાહ !"

"લેકીન હું મારા બેટા વીશેજ વાત કરૂં છું." મીરઝાંએ જણાવયું "તારા બેટા ગીરામી વીશે તો હું પુછતાં વીસરીજ ગયો. હજી તે મુસાફરીએજ છે કે ?"

ગેસુએ ફકત ડોકું હીલવયું.

"તારા બેટાને કાંઇ ઓધાપર ઠસાવી દેવા આ ઘણી સારી તક છે. નસીરૂદીનનાં રાજની પાછી શરૂઆત થઇ છે તેજ વખત ઘણો સરસ છે." મીરઝાએ સુચવયું "વળી તારૂં કુટુંબ પણ જાણીતુ છે અને જો તું શાહ પાસે અરજ ગુજારશે તો મારી ખાતરી છે કે નસીરૂદીન તે સ્વીકારશે."

"મને હુમાયુન શાહ પાસે એક અરજ કરવાની છે, લેકીન મારી એ માગણી તે સ્વીકારે તે માટે મને ઘણો શક છે." ગેસુએ ઉતર વાલયો.

એજ વખતે મોટાં નગારાંનો અવાજ સંભળાયો. બપોરના બે વાગતાનો સમો થયો હતો, અને નસીરૂદીન (હુમાયુન) શાહાપુર ઠાઠમાઠ સાથે પોતાના લશકર ભેગો આવતો જણાતો હતો. સફેદ દરવાજામાંથી લોકની ઠઠ તેને એસતેકબાલ લેવા દોડાદોડી કરી રહી હતી.

ગેસુ દરાઝ ત્યાંજ બેસી રહયો. શાહની સ્વારી નજદીક આવતાંજ તે ફકત ઉઠયો અને કુરનસ બજાવવાની ઢપે બીજા ભેગા મલેલા અમીર ઉમરાવો સાથે ઉભો.

હુમાયુન શાહની સ્વારી સફેદ દરવાજામાં પેઠી. બીજા અમીર ઉમરાવો ભેગો મીરઝા પણ શાહની પુઠે ચાલવા લાગયો.

હુમાયુન શાહ તદન શાંત હતો. લોકના હરષનાદે તેની લાગણી પર કશી પણ અસર કીધેલી જણાતી નહી હતી, તેની પર આ દુનયાંની બીજી મુકી અતાર આગમચ પડી ચુકેલી હતી. હીંદ સરજમીન સીકંદરના હાથમાંથી સંપુરણ તેના તાબામાં આવવાને હજી પખવાડયાંનો વીલંબ હતો, તે તે જાણતો હતો. લડાઇનો પવન! આ તરફ કે પેલી તરફ! વળી તેને તેનો પુરણ અનુભવ હતો.

એને લીધે તે હાલની ખુસાલીની ગરમીમાં છલકાઇ ગયો નહી હતો. લડાઇનું વાદળ સેજસાજ વીખરાઇ ગયલું હતું, જોકે ઇરાનથી તેની સાથે આવેલો તેનો તુરકમાન સરદાર બયરામખાન રૂકાઓ મારફતે ફતેહની પુર આશા આપતો હતો કે જે બયરામખાનના વડવાઓ તઇમુર શાહના કુટુંબમાં નોકરી બજાવી ગયલા હતા.

ભપકાદાર પોશાકમાં સજ થઇ આવેલા અમીર ઉમરાવો તેની પુઠે આવતા તેણે જોયા પણ એ ઉમરાવોથી છુટો પડી ગેસુ ઉભો રહયો. અચાનક હુમાયુનની તેની પર નજર પડી, તેને આ જરા વીચીત્ર લાગયું, તોપણ સ્વારી ધીમે કદમે ચાલુ રાખી, અને થોડે દૂર ગયા પછી તેણે પાછી બુઝરગ ગેસુ તરફ નજર નાખી, તો તેણે તેને અતી ચીંતા સાથે ત્યાંનો ત્યાંજ થંબ વીચારમાં ઉભો રહેલો દીઠો. ઉમરાવી પોશાક પેહેરેલો એ શખસ શા માટે એમ ઉભો રહયો હશે તેની ચટપટ હુમાયુનને લાગી.

તેણે સ્વારી થોબાવી અને એક અમલદારને મોકલી ગેસુને પોતાની હજુર બોલાવયો.

"આપ એક અમીર છો ?" શા[હે] સવાલ કીધો.

"ઝનાબે આલીની અટકલ ખરી છે."

"તુરાબાદના !"

"હા, ઝનાબ !"

"આપનું નામ ?"

"આપ ઝનાબના ખાકસાર નોકરનું નામ ગેસુ દરાઝ છે." ગેસુએ ગુંટણીએ [બે]સી રહીનેજ ઉતર વાળયો.

"ઉઠો ! તમે અતી ચીંતાતુર દેખાવો છો ? કાંઇ સબબ ?"

"મારે એક અરજ કરવાની છે."

"બોલો, જોઉં !"

"જે સબદો હું બોલવા માંગું છું ફકત બાદશાહી કાનો સાંભળે એમ ચહું છું."

"સઘળાઓ દુર જાવો," હુમાયુને હાથની ઇસારત કરી જણાવયું. સરવે જણા થણે છેટે જઇ ઉભા. અગાઉ કોઇપણ શાહને આ રીતે પોતાની રઇયતની અરજ સાંભળવા આવા હીંગામમાં ઉભો રહેલો તેઓએ જવલેજ જોયો હતો; તેથી આ વેળા લોકને ઘણું નવાઇ જેવું લાગયું.

"આપ જનાબની સ્વારી 'દીવાને બહીસ્ત' માં જતી હતી, તો હું તયાં આવું તો કેમ ?"

"નહી, હું અહીંજ સાંભલવા માંગું છું, શેહેરના દરવાજા આગળજ મારી રઇયતની પેહેલી અરજ હું સાંભળવા ઇચ્છું છું."

"જેવી ઝનાબની મરજી ?"

"ચાલો, બોલો! હું સાંભલું છું." હુમાયુન ( નસીરૂદ્દીન ) પાદશાહે જણાવયું.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### ગેસુના કાલાવાલા.

"મેહેરબાને મન! મારો સતાવીશ વરસની ઉમરનો એક બેટો છે, તે એક નાજનીનપર પોતાનો જાન કુરબાન કરતો હતો. લેકીન મારો ગુસ્સો જાણી તે તેણીને નેકાહના ગાંઠથી જોડાવવા ખાલી કબુલાત પર કબુલાત આપયો જતો હતો. શરમની માર આખરે તે નાજનીન પોતાના પેદરને એ બીના જણાવી. પેદર જઇફ હતો તેથી મારા બેટાને શીક્ષા કરવાનું કામ તેણે પોતાના બેટા ફીતુરખાંને હવાલે કીધું. ફીતુરખાં ઘણો તેજી સ્વભાવનો હતો. મારા બેટાએ પેલી નાજનીન સાથે નેકાહ કરવા દેખાડેલી મરજીના કાકલુદી સાંભલવા ફીતુરખાંએ સાફ ના પાડી અને હાથો હાથ શમશેરબાજી ચલાવવા બોંહોશ કીધી, મારા બેટાએ તેને ઘણો પણ સમજાવયો, પણ ઉશકેરણીમાં તેણે તેપર મુદ્દલ ધયાન આપયું નહી, અને અપમાનપર અપમાન આપવા લાગયો. મારે કબુલ કરવું જોઇએ કે એ બનાવ આગમચ મારા બેટાની ચાલચલણ કાંઇ સારી નહી હતી અને હું તેનીપર મુદ્દલ દેખરેખ રાખતો નહી હતો. છતાં આ વેળાએ તો તેણે મગજ ઠેકાણે રાખી સલાહસંપજથી એનો નીવેડો લાવવા કોશ કીધી હતી. હું કહી ગયો તેમ ફીતુરખાંએ તે કોશેશપર મુદ્દલ ધયાન આપયું નહીં અને સમશેરબાજીની બોંહોશ કીધી.

"સમશેરબાજી !" હુમાયુને જરા ભવાં ચહડાવી કહયું "હું મુદ્દલ પસંદ કરતો નથી, સમશેરની કલાબાજી ફકત તાજના દુશમનો માટે રહેવી જોઇએ."

"ઝનાબે આલી ! લેકીન કેટલાક સંજોગો એવા બને છે કે ખાનગી કજીયામાં તેનો ઉપયોગ કરયા વગર જવાનયાઓથી રહેવાતું નથી. તેમાં જવાન અમીર ઉમરાવોથી તો મુદલજ નહી."

"હા, તેનો સબબ એ કે તેઓએ સતા ભોગવી છે, તેથી લેકીન હું એ વીશે પણ બંદોબસ્ત કરીશ વારૂં, પછી ?"

"મારા બેટાની ઘણી નામરજી છતાં સમશેરબાજી શરૂ થઇ અને તેમાં ફીતુરખાં મારયો ગયો." ગેસુ એટલું બોલી થોભયો.

"વારૂં, પછી ?"

"ફીતુરખાંના પેદરે પોતાના બેટાનું ખુન કરવાનો આરોપ મારા બેટાપર મેલ્યો, અને તેને પકડી લાવવા કાઝી પાસેથી હુકમ મેળવયો. હથયારબંધ થઇ ત્રણ પોહરેગીરો મારા બેટાને પકડવા અમારે મકાને આવ્યા, પણ મારા બેટાએ છુટો એકલો બંધીખાનામાં જવા જણાવયું, જે અરજ તેઓએ ના પાડી અને જોરજુલમથી તેને સીકડવા તેઓએ કોશીશ કીધી: જેથી બે જણાને મારા બેટાએ ઠાર કીધા અને ત્રીજાને જખમી કીધો, અને પહાડો તરફ નાઠો."

"આહ !" હુમાયુને સેજ દયાથી કહયું "ત્યારે તમે અમીર છો અને તમારો બેટો સર કઇઝાહ ( લુટારૂ ) છે ?"

"એ નામવર શાહ ! પેદર હઈ વાત નથી: અને તેનો ગુસ્સો તેની સાથે ગુમ થયો છે. જનાબેઆલી પેલી નાજનીન જોગન બની ગઇ, અને જે જોગણશાળામાં તેણીએ મુકામ કીધું તે શાળાને મેં પઇસા સંબંધી પુરતી મદદ કીધી. વળી પેલા બે મરણ પામેલા પોહરેગીરોના કુટુંબને પણ જરથી મેં નવાજયા અને પેલા જખમી પોહરેગીરને સંતોપી કીધો. જેમ કરતાં લગભગ મારી તમામ દોલત ઘસડાઇ ગઇ છે, પણ તે વીશે હું કાંઇ ગમ કરતો નથી. ફકત તમારા એક હુકમનથી મારા બેટાના હાલના દરજજામાં ફેરફાર થાય અને અમારી ગુમ થયલી આબરૂ પાછી આ

સલ સ્થીતીએ ચહડે, જેથી આપ નામવર શા હને કરગરી અરજ કરૂં છું કે મારા બેટાને માફી બક્ષે ! "

પણ હુમાયુને એનો ઉતર વાલયો નહીં.

"ઓ આલીશાન ! માફ ! માફ ! મારા બેટાપર રેહેમદીલી દેખાડો ! કાંઇ ન હી તો અમારા ખાનદાની કુટુંબ તરફ નજર પોહોંચાડો ! " ગેસુ કરગરી બોલયો.

"એ કામ મારૂં નથી. " હુમાયુને ઠંડેપણે ઉતર વાળયો "નુરાબાદના કાઝીને અરજ કરો. " અને તેણે સ્વારી પાછી ચાલુ રાખી. સઘળું લોક તેની પુઠે પુઠે જવા લાગયું.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### હાફેજની કબુલાત.

બઝરગ ગેસુ દરાઝને નીરાશ કરી હુમાયુન પાદશાહે સ્વારી પાછી ચાલુ કીધી અને તેની પુઠે સઘળું લોક જવા લાગ્યું એમ જે કહી ગયાં તેમાં સેજ સુધારો કરવો જોઇએ. હુમાયુનના રસાલામાં એક શખસ હતો જેણે દુરથી ગેસુને નીરાશ થઇ ત્યાંનો ત્યાંજ ઉભેલો દીઠો હતો.

બાદશાહી સ્વારી પસાર થઇ ગઇ કે રસાલાથી છુટો પડી તે ગેસુની પીઠ પાછળ ધીમથી ગયો અને ફરી જઇ ગેસુની સામે જઇ બે હાથ પોહોળા કરી બોલયો "જો આપણી અસલ દોસ્તી હજી કાયમ હોય તો, ઓ પયારા રફીક– "

ગેસુએ તરતજ નજર ઉંચે કીધી અને આ સખશને જોઇ તેણે અતી ખુશાલી વચે બગલગીરી કીધી. તેણી આંખમાંથી પાછું આશાનું કીરણ જળકવા લાગ્યું !

"આહ ! હાફેજ ! તને સલામત અહીં ઘણે વરસે જોઇ હું કેટલો બધો ખુશી થયો છું તેનો તુંને ખયાલ પણ નહીં હશે. આદમ પાસે જયારે પઇસા થાય છે, યા લાગવગની સીડીપર ચઢે છે ત્યારે ઘણી ખરી વખત તુછ હલકી મગરૂરીને આધીન થઇ આગળી દોસ્તીનો હક ભુલી જાય છે, પણ આજે મને એવા બે શખસો મલ્યા છે, જે અપવાદ સરીખા હું જોઉં છું."

બેરાદર ગેસુ ! મગરૂરી એ હલકો ખવાસ છે; ખરૂં ખાનદાના લોહી ધરાવનાર આસામી કદી પણ એ દુરગુણને આધીન રેહેતું નથી. તકોબરીથી આદમ જાત આખરે પસતાય છે અને સીધધી રીતે નહીતો આડકતરી રીતે તેની પર એવાં બેમાલુમ દુઃખ આવી પડે છે કે આખરે દુનયાંને મહો દેખાડવું ભારી પડે છે અને દુર દેશાવર નાસવું પડે છે. એ પ્રમાણે મેં ઘણાં આદમોના બાબમાં દીઠું છે."

"માશાલ્લાહ ! લેકીન હું કહેતાં ભુળી ગયો. હું સારેજ તને મારો ખરો દોસ્ત ધારૂં કે જ્યાંસુધી પાદશાહ સાથે તું અહીં નુરાબાદમાં રહે ત્યાંસુધી તું અને તાર બેટી મારાં પરોણા દાખલ મારાં મીસ્કીન મકાનમાં ઉતારો લે." ગેસુએ જણાવયું.

હાફેઝ હસ્યો.

"બેરાદર ગેસુના તેડાંની રાહ મેં જોઇજ નથી." હાફેઝે હસી ઉતર વાળયો. "આ ઘડીએ તો મારો બેટી હમીદા તારાં મકાનમાં નીરાંતે આશાયશ લે છે. તારી પરણેતર બોહોંશ કરી તેડી લઇ ગઇ છે, અને વળી પોતાનો ઓરડો મારી બેટીને વાપરવા આપયો છે."

"ધણીની ગેરહાજરીમાં ધણીઆણીની એવીજ ફરજ છે."

"લેકીન મને એમ લાગે છે કે પાદશાહને તેં જે અરજ કીધી તેમાં તું ફતેહમંદ થયલો દીસ્તો નથી." હાફેઝે જણાવયું.

"તારી અટકળ તદન ખરી છે, પણ હું તારી બેટીની ખેરઆફીઅત પુછતાં તો તદન વીસરીજ ગયો છું. પહાડ પર બનેલા બનાવની ખબર આજેજ અહીં મને માલમ પડી. મીરઝાએ મને ખબર આપી કે તમે બંને જણાં લુટારૂ સરદારના હાથમાં સપડાઇ ગયાં હતાં."

"તે સરદાર અમો સાથે એક ગ્રહસ્થ ખાનદાની આસામી તરીકે વરતયો હતો તે પણ શું તેણે કહયું ?"

"એવુંજ કાંઇ તે બોલ્યો હતો, પણ તારે મુખથી તેની સચયાઇ સાંભળી અતી ખુશી થયો છું."

"એ બીના બોલેબોલ ખરી છે અને તેના આભારનો પાડ હું કેવી રીતે વાલું નાજ ખયાલમાં હું છું. મેં તેને એક કબુલાત મારી ખુશીથી આપી છે."

"તે કબુલાત ?"

"જ્યાંસુધી શેહેનશાહ તેને માફી બ

નહી ત્યાંસુધી ઝંપીને હું બેસીશ નહી એમ મેં તેને કબુલાત આપી છે."

"પણ પાદશાહ તારી અરજ સ્વીકાર શે નહી." ગેસુએ ડોકું હીલાવી જણાવયું.

"કાંઇ સબબ?"

"તેંજ હમણા મારી અરજ વીશે વાત છેડી હતી."

ત્યારે તેં પણ એજ અરજ કીધી હતી?"

"હા."

"પણ તે બહાદુર જવાનમાં તું શા સબબ સર લાભ લે છે તેનો સબબ શું તું મને નહી જણાવે? તું જાણે છે કે આપણી દોસ્તી કેટલી જુની છે."

"બેરાદર હાફેઝ! તારો હાથ આપ."

"લે આ!"

"જે જવાન વીશે તું વાત કરે છે તે મારો બેટો થાય!"

હાફેઝે જોયું કે આ વાકય બોલતાં બુઝરગ ગેસુનો હાથ તેના હાથમાં ધ્રુજયો હતો.

"તારો અને તારી પરણેતર ઝીબુન નીસાનો બેટો!" હાફેઝ અજબ થઇ બોલયો.

"હા! ઝીબુનનીસા બેગમ શું મારી ઓરત નથી?" ગેસુએ દલગીરીથી કહયું.

ત્યારે પાદશાહે શો જવાબ વાળયો?" હાફેઝે સવાલ કીધો.

"કાંઇ પણ નહી!"

"તું શું બોલે છે? શું કાંઇ નહી?"

"તેણે મારી અરજ સ્વીકારી નહી."

"લેકીન કયા શબદોમાં?"

"તેણે તુરાબાદના કાઝીનો હવાલો આપયો."

"પછી?"

"સીકંદર શાહની નાસભાગ પછી હુમાયુને હજી તુલીક કાઝી નેમયો નથી." ગેસુએ ખુલાસો કીધો.

"બેશક! લેકીન નસીરૂદીને એક કાઝી નેમયો છે, જે થોડા દીનમાં તેનો ઓધો તપાસી લેશે. તે કાઝી તુરાબાદમાં આવી પણ પુગયો છે."

"અહીં?"

"હા! પણ શેહનશાહના હુકમથી હાલ તરત એ નેમણુંક ખાનગી રાખવામાં આવી છે અને હું કહો ગયો તેમ—" હાફેઝ બોલતો અચકી ગયો: સબબ એક બાંગીની બુમ સંભલાઈ: "તુરાબાદના નામવર કાઝી હાફેઝ બીન હાથંગ શાહ! જેહાંપનાહ આપ હુરે બ્બીને બોલાવે છે!"

"તુરાબાદના તમે કાઝી?" ગેસુ તદન અચરત થઇ બોલયો.

"શું મેં તુંને નહી જણાવયું કે કાઝીની નેમણુક અત્યાર આગમચ થઇ છે? વળી તારા બેટા માટે ચોકસ આશા સાથે હું શું બોલયો નહી હતો? લેકીન જેહાંપનાહનો હુકમ આવયો છે એટલે મારે એકદમ અહીંથી જવું જોઇએ."

એટલી વાતચીત પછી બંને પુરાણા મીત્રો છુટા પડયા.

ગેસુનું મગજ ભમવા લાગયું આ થોડા કલાકના અરસામાં તેણે સઘળું ઉલટપાલટ જોયું હતું. હાફેઝ તેને આશા આપી ગયો હતો, લેકીન શેહેનશાહ થોડાજ વખતપર તેની સાથે એવી ઢબે બોલયો હતો કે પોતાના બેટા માટેની આશા નહી જેવી હતી. કદાચ શહેનશાહે પોતાના નવા નેમેલા કાઝીને એજ સબબસર ચેતવણી આપવા કાં નહી બોલાવયો હોય? શું શાહે લુટારૂઓનો દોર તદન તોડી નાખવા અને તેમને જડમુળથી ઉખેડી નાખવા ફરમાનો બાહેર પાડયાં નહી હતાં? તેથી ત્યારે હવે આ લુટારૂ સરદારને કેવી રીતે માફી બક્ષે?

બુઝરગ ગેસુને લાગયું કે શહેનશાહે હાફેઝને જે બોલાવયો તે તેને ચેતવણી આપવા માટેજ હોવું જોઈએ. જેવો આ ખયાલ તેના મગજમાં પેવસ થયો કે ચીંતાથી તેનો ચેહેરો અતી ઝરદ મારી ગયો.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### શહેનશાહની ઈતરાજી.

શહેનશાહ હુમાયુનના હુકમને માન આપી આપણે હાફેઝને જતાં જોઇ ગયાં છીએ. દીવાને બહીસ્તમાં કાઝીને છાજતી અદબ તથા ગંભીરાઇ સાથે તે દાખલ થયો. તો શહેનશાહે 'દીવાને ખાસ' ના અતી સુશોભીત દીવાનખાનામાં બેઠક લીધેલી તેને જણાઇ. તે ત્યાં ગયો અને રેવાજ મુજબ કુરનસ બજાવી ઉભો.

શહેનશાહની નજર પોતાના આ માનીતાપર પડતાંજ તેણે ઇસારત કરી સરવને દુર જવા કહયું અને પછી હાફેઝને પોતાની નજદીક આવવા ઇશારત કીધી.

"તમો ગેસુ દરાઝને ઓળખો છો ?" શાહે સવાલ કીધો.

"હા જેહાંપનાહ નુરાબાદનો તે એક બુઝરગ અમીર છે."

"તેણે એક અરજ મને કીધી છે તે તમોને માલમ છે ?"

"તમો જેહાંપનાહ આગળ પોતાના બેટા ગીરામી માટે તેણે માફી ચાહી છે."

"તેણે શું કીધું તે માલમ છે ?"

"જે ઓરતને તે ચાહતો હતો, તેણીના ભાઇને તેણે સમશેરબાજીમાં કતલ કીધો–"

"અને પછી ?"

"જે બે પહેરેગીરો તેને પકડવા આવયા તેને ઠાર કીધા અને ત્રીજાને જખમી કીધો."

"અને પછી ?"

"પહાડમાં તેણે આસરો શોધયો ?"

"અને પછી ?" શાહ આ શબદો એટલી તો કઠણાઇથી બોલયો કે હાફેઝ ચમકયો.

"અને પછી" હાફેજ બડબડયો.

"હા ! પહાડોમાં નાસી ગયા પછી એણે શો પેશો અખત્યાર કીધો ?"

"ઝનાબે આલી ! પોતાની જવાનીના જોશમાં તેણે–" હાફેઝ બોલતાં અચકી ગયો.

"તેણે બદમાશ લુટારૂ ધંધો પસંદ કીધો. "શાહે વાકય તેનુ ચઢાવી પુરો કીધો," અને તમો જાણો છો કે એ ધંધા વીશે હું શો વીચાર ધરાવું છું એટલું કહી હું પુછું છું કે મારા કાઝી ! આ લુટારૂ સરદારના બાબમાં આપણે કયો રાહ લઇયે ?"

હાફેઝ ધુજયો. તેની જવાન વય આપણને ધયાનમાં લેવી જોઇયે, ઝનાબે આલી! તેણે ઉતર વાળયો.

"હમણા તેની શું ઉમર છે ?"

"હમણા એ સતાવીશ વરસનો હોવો જોઇએ." હાફેજે પોતાની યાદદાસ્ત શકતી કસી ઉતર વાળયો.

"એટલે કે પોતાની પુર સહમજ શકતીમાં આવયા પછી પણ તેણે એ પેસો ચાલુ રાખયો છે."

"નામવર જેહાંપનાહ ! શીક્ષા કરતી વેળા આસપાસના બનાવો પણ આપણને જોવા જોઇએ." હાફેઝે સહેજ હીમતથી તકરાર કીધી.

"શું એ તમારૂં મત છે ?"

"હા, જેહાંપનાહ !" હાફેઝે ધરૂજી પોતાની આંખયો જમીન ભણી કરી જણાવયું.

"ત્યારે તો હાફેઝ ! હું દલગીર છું કે એનો ચુકાદો કરવાનું કામ તમોને સોંપવા મેં ગેસુને જણાવયું હતું. આ બાબદનો હું પોતે જાતે ચુકાદો આપીશ. અને મારૂં અંતકરણ જેમ ફરમાવશે તેમ કરીશ."

એટલું બોલી તેણે ત્યાંથી રૂખસદ લેવા હાફેઝને ઇસારત કીધી અને દરબારનું કામ પાછું આરંભવામાં આવયું.

ચાક ચાક થતાં જીગરે હાફેઝે પોતાના શાહની ઇતરાજી ખુલેખુલી જોઇ લીધી. તેની ખાતરી થઇ કે હુમાયુન કદી પણ ગીરામીને માફી બક્ષવાનો નથી; જેથી તે કોઇને માટે નહી પણ પોતાના અતી પુરાણા મીત્ર ગેસુ અને તેના બેટા ગીરામીને સારૂ અતી દલગીર થયો.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### એક અબળાની અરજ.

"મારા અમીર ઉમરાવો !" હુમાયુને જણાવયું "આ નુરાબાદના કાઝી હાફેઝ મને કઠણ હઇયાનો નયાયાધીસ ધારે છે, લેકીન હું પોતે નયાયી છું એમ દેખાડવા માંગુ છું.

શાહની આ મુજબ હઠ જોઇ હાફેઝ તદન અચરત થયો. કોઇ વેળા શાહે આટલી બધી હઠ દેખાડી નહીં હતી, તેમજ ભાઇચારો દેખાડયો નહીં હતો.

"હાફેઝ ! અહીં બેસો." હુમાયુને પોતાના જમણા હાથપરની વઝીરાતની બેઠક ભણી હાથ દેખાડી કહયું "જયારે દરબાર બરખાસ્ત થાય ત્યારે આપણે નુરાબાદનું બંધીખાનું તપાસવા જઇશું અને આજનાં ખુશાલીના હીંગામ માટે તદન લાયક બંધીવાનોને માફી બક્ષીશું."

"આહ ! સત્તા ! સત્તા ! તાજ ! તાજ ! ગયે વરસે તો હું નાસભાગમાંજ હતો, પણ આજે અહીં સત્તા ધરાવતો બેઠેલો છું. લેકીન ખરી સત્તા તો પંદરેક દીનમાં જણાશે." તે બડબડયો "શું મારા સરદાર બયરામની આથા પુરણ થશે ?" ત્યાર પછી બે ત્રણ મીનીટ તે કાંઇ વીચારમાં ગુંટાયો. આખરે તેણે દરબારનું કામ ચાલુ કીધું.

આજની દરબારમાં ફક્ત નજરાણાની આપ લે થતી હતી. મુબારકબાદીનાં બાણો ફડફડતાં હતા. કાંઇ નયાયતું કામ ચાલતું નહીં હતું.

આસરે અરધા કલાકમાં દરબાર બરખાસ્ત કરવામાં આવી અને ઇસારત કરતાં સઘળું લોક દીવાને ખાસમાંથી બાહેર જવા લાગયું, થોડી વાર પછી ફક્ત શાહ, હાફેઝ અને આસરે અરધો દજન હજુરીઓ ત્યાં જણાયા.

"હવે આપણે જરા બાગમાં ફરયે." શાહે તખત પરથી ઉઠતાં જણાવયું. તેની સાથવાળાઓ પણ પુંઠે પુંઠે બાગમાં ફરવા લાગયા પણ પાંચેક મીનીટ તેઓએ લટાર મારી નહીં હશે તેટલાં ઝાડના ઓઠામાંથી એક જવાન નાજનીન વીચીત્ર પોશાકમાં શાહ સામે આવી ઉભી તેણીના હાથમાં ચરમપત્ર જેવું કાંઇ હતું.

શાહની નજદીક પુગતાંજ તે ગુંટણ મંડીએ બેસી ગઇ, અને એક હાથમાં પેલું ચરમપત્ર ધરી બીજે હાથે એક સોનાની વીંટી દેખાડી.

આ બંને ચીજોપર નજર પડતાં શાહ ચમકયો.

પેલાં ખુલાં કીધેલા દસ્તાવેજની નીચે શેહેનશાહ બાબરની ખાનગી મોહોર મારેલી હતી, જયારે પેલી વીંટીપર પણ શાહને જાણીતો કાંઇ લેખ કોતરેલો હતો.

વીંટીને જોઇ હુમાયુન શાહ તદન અચરતીમાં ગીરફતાર થયો: તયાર પછી દસ્તાવેજની મોહોર જોઇ તેની અચરતીમાં વધારો થયો, અને છેલાં નાજનીનના કાંઇક વીચીત્ર પોશાકથી વધુ ઉમેરો થયો.

"મેહરબાને મન! આ વાંચો!" પેલી છોકરી પેલો દસ્તાવેજ ધરી આરબી ભાષામાં બોલી, કે જે ભાષા તેને અતી વહાલી હતી.

હુમાયુન શાહે દસ્તાવેજ ચીપી ચીપીને વાંચયો. તેના હરફો બારીકીથી તપાસ્યા, ચરમપત્ર તપાસ્યું અને છેલાં મહોરની ખાતરી કીધી. તયાર પછી તે હાફેઝ તરફ ફરી બોલયો! "હાફેઝ, એક ચોકસ બનાવ બનયો છે જે પરથી હાલ તરત બંધીખાનાંમાની મુલાકાત મુલતવી રાખું છું. તમોને કાંઇ કામ હોય તો તે કરી આવો, નહી હોય તો મારે માટે ખોટી થાવો."

"જેહાંપનાહ! હું ખોટી થઇશ." હાફેજે ઉતર વાલયો, તેણે પેલી અબલાને પીછાણી હતી. આ તેજ અબળા હતી જેણે હાફેજની બેટી હમીદાને પેલા મુસાફીરખાનામાં નહી જવા ઘણી બજીદ થઇ ચેતવણી આપી હતી, અને જે પાછળથી ગીરામીને ખબર આપવા એજ સરાઇની બારી આગળ આવી ઉભી હતી. આથી કુદરતી રીતે હાફેજે ધારયું કે ગીરામીની માફી સાથે એને કાંઇ સંબંધ હોવો જોઇએ.

"મારી પુઠે આવો!" હુમાયુન શાહે આરબી ભાષામાં ગુલશનને જણાવયું. તે દીવાને બહીસ્તના મકાનમાં પાછો ફરયો અને દીવાને ખાસમાં બેઠક લઇ ફક્ત ગુલસનને અંદર બોલાવી સઘળા દરબારીઓ વગેરે દરવાજાઓ બાહેર ઉભા રહયા.

બેસક! સઘલાઓને આ બનાવ તદન નવાઇ જેવો લાગયો. એવું તે શું હશે કે નસીરૂદીન જેવો દ્રઢ મનનો શાહ આ મીસ્કીન જેવી જણાતી અબલાની અરજ એક બોલે સાંભલવા આતુર થયો હતો? સરવના મનમાં એ ખયાલ હતો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### વીંટી અને ચરમપત્રનો ભરમ.

"અંગુશ્ટરી મેં ઓળખી; ચરમપત્ર પણ મેં પીછાણયું." હુમાયુને બેઠક લીધા પછી જણાવયું. "એ બંને તમારા હાથમાં કેવી રીતે આવયાં?"

"મારી માદરે મોત વખતે મને એ આપયાં. ફક્ત એજ મારો વારસો છે. લેકીન, તમો જેહાંપનાહ જોવો છો તેમ એ બાદશાહીનો અંશ ધરાવે છે."

"શાહ ઝહીરૂદીન સાથે તમારી માદરને કેવી રીતે પીછાણ?"

"તયારે હું પેહેલેથી શરૂઆત કરૂં?"

"હા."

"હીઝરી સને ૯૩૩ ની શરૂઆતમાં મારી માદરને શાહ ઝહીરૂદીન સાથે પહેલવહેલી ઓળખ થઇ. મારી માદરે કહયુ હતું કે તમો નામવર જજમાઉથી આગળ વધી ડીલમાઉ ખાતે હતા, જ્યાં તમોને થોડાક માસ અગાડી ફતેહખાં સીરવાની તાબે થઇ નમયો હતો."

"ખરૂં ! પછી ?"

"હું કહી ગઇ તેમ મોહરમને ટાંકણે પ્લેગ વેઇસે એ શાહને ફરૂકના જનમની વધામણી આપી હતી કે જે જનમ થવાલની તારીખ પચીસમીએ થયો હતો. આ વધામણીની ખુશહાલીમાં શાહે ઉસ્તાદઅલી કુલીને એક મોટી તોપ બનાવવા હુકમ આપયો. સઘળી તઇયારી તમામ થતાં શાહ એ તોપ કેવી રીતે બનાવે છે તે જોવા ગયો. આ વેળા પુશકળ લોક જમા થયું હતું, જેમાં મારી માદર પણ હતી.

એ તોપ માટે આઠ મસ મોટી ભઠીઓ સળગાવેલી હતી અને વચે તોપના આકારની મુસ કીધેલી હતી. પાદશાહના આવયા કેડે પેલી ભઠીઓની નીચેથી કાણાં પાડવામાં આવતાં તેમાંનો ધકધકતો રસ ખાંચા વાટે પેલી મુસમાં જઇ પડયો. થોડી વાર સુધી એમ ચાલ્યા બાદ જ્યારે તમામ રસ ખલાસ થયો તયારે જણાયું કે કાંઇ ખામી રહેલી હતી. ઉસ્તાદઅલીને તે બીના જણાતાંજ તે ઘણો શરમીંદો બની ગયો અને જીવપર કરે એમ મારી માદરને દીસ્યું. તેણી તરતજ તેની નજદીક ગઇ. જોકે તેણીને તેની સાથે મુદ્દલ પીછાન નહી હતી અને હીમત રાખવા જણાવયું; એટલુંજ નહીં પણ તેના હાથમાંનું ખંજર પોતાના હાથમાં પકડયું. ઉસ્તાદઅલીએ તેણી તરફ નજર ફેંકી તો મારી માદરના ઘુંઘટ છતાં તે તેણીની ખુબસુરતીથી છક થયો. શાહ આ સઘળો બનાવ જોતો બેઠો હતો. તેવણે ઉસ્તાદઅલીને પોતા હજુર બોલાવયો અને હીમત આપી, એટલુંજ નહી પણ સુંદર પોશાક ભેટ આપયો. બે દીવસ પછી જયારે મુસ ઠંડી પડી તયારે જણાયું કે ખામી સેજસાજ અને સુધરે એવી હતી. આ જોઇ ઉસ્તાદઅલી ખુશ થયો અને બીજા કારીગરો ભેગો ખુદ તે પોતે કામે વળગયો."

"હા ! એ વાત દીલમાઉ ખાતે મારા સાંભલવામાં આવી હતી ખરી; લેકીન, તમારી માદર વીશેની બીના હમણાજ હું સાંભળું છું." હુમાયુને જણાવયું "પછી ?"

"એ બનાવને વખત નીકળી ગયો. ઉસ્તાદઅલીએ મારી માદરની શોધખોળ કીધી હતી. સબબ તે તેણીને સારાં સગનની ધારવા લાગયો અને તેને તેણીપર મજબુત એતેકાદ બેસી ગયો. લેકીન મારી માદરનો પતો મળયો નહી. લેકીન એક બીના બની હતી, અને તે એ કે શાહની બક્ષેસ અને તેના ખુબસુરત દેખાવથી મારી માદરપર ઘણી અસર થઇ. તે તેનીપર આશક પડી."

"પછી ?" ગુલશનને બોલતાં અટકેલી જોઇ હુમાયુને પુછયું. "પછી ?"

"એક જમાના દીને ઘણો અગતયનો બનાવ બનયો હતો, જે તમો નામવરને માલમ હશે. ઝહીરૂદીન શાહને ઝેર આપવાની કોશેશ વીશે હું એશારો કરૂં છું. એ બીના સાથે શાહ સાથની મારી માદરની પીછાણનો સંબંધ છે. શાહ બાવરચી ઈબ્રાહીમની માદરના કાનપર વાત આવી કે, શાહને હીંદુસ્તાનીઓને હાથનું પકાવેલું ખાવાનો શોખ ઉતપંન થયો છે અને તેણે ઘણી વેળા તેમને હાથનું ખાઇને તેમની તારીફ કીધી હતી. ઇબ્રાહીમની કમનસીબ માદર આથી અદેખી બની. આ પ્રમાણે મામલો હતો, તેટલાં એક જુમાને દીને શાહને હીંદુસ્તાનીઓને હાથે પકાવેલું ખાવાનો પાછો શોખ થઇ આવયો. તેણે ઇબ્રાહીમના સાહાઠ બાવરચીઓને પોતા હજુર બોલાવી તેમાંથી ચાર પસંદ કરી રાખયા. ઇબ્રાહીમની માદરને એ બીના જણાતાંજ તેણીએ ચેતાવેહથી બેકાવેલ (પકવાન ચાખી જોનાર) અહમદને તેડાવી મંગાવયો, અને એક તોલા ભર ઝેર એક કાગળમાં વીટાળી અહમદને આપવા પોતાની એક ગુલામડીને આપયું. અહમદે પોતાની ઓળખાણના અને શાહના બાવરચીખાનાને લગતા એક હીંદુસ્તાનીને આપી શાહના ખાનામાં સીફતથી ભેળવા લલચાવયો અને તેને ચાર પરગણાંઓ ભેટ મળવાની લાલચ બતાવી. ઇબ્રાહીમની માદર એટલાંથીજ ધરાઇ નહી. પેલી ગુલામડી પડીકું બરાબર અહમદના હાથમાં આપે છે યા નહી તે છુપી રીતે જોવા બીજી ગુલામડીને તેણીએ મોકલી. એટલું ઠીક હતું કે રાંધેલા ખોરાકનાં વાસણોમાં આ કાતેલ ઝેર ભેળવામાં આવયું નહીં હતું. લેકીન ગુચવણમાં પડી ઝેર પાતળાં નાનપર પાથરી તે પર માખણમાં બનાવેલી એકાદ વાણી પાથરી ભુંજતાં અરધું ઝેર આતશમાં પડી ગુમ થઇ ગયું. હવે બન્યું એમ કે હીંદુસ્તાની બાવરચીઓ પર નેગાહ રાખવા શાહે પોતાના કેટલાક ખાતરીદાર તુરકી બેકાવલોને ખાનગી હુકમો

આપેલા હતા, જેઓએ ફક્ત રાંધેલી વાનીઓ ચાખી જોઇ હતી; અને જ્યારે પેલાં નાનની કાપશીઓ ભુંજવામાં આવતી હતી ત્યારે તેઓ તદ્દન બેદરકાર બનયા હતા.

બપોરની બંદગી ખતમ થતાં શાહ ખાનું ખાવા બેઠા. શાહને સસલાં તથા ગાજરનો ઘણો શોખ હોવાથી તેણે તે બે વાનીઓ ખાધી, જે તેને સવાદીષટ લાગી, લેકીન જ્યારે તેણે બીજી એક વાની ઉપર હાથ ફેરવયો કે તુરત તેને ઉલટી જેવું લાગયું. આગલે દીને પણ એવીજ કાંઇ વાની ખાધાથી એવીજ લાગણી પેદા થઈ હતી. આ વેળા એનું જોશ એટલું બધું થઇ આવયું કે તે ખુમચો તયાંજ રાખી ઓકારી કરવા ઉઠતો હતો, તેટલાં બાહેર કાંઇ ગડબડ સાંભળી. તેણે તેનું કારણ પુછયું તો જણાવવામાં આવયું કે, એક ઓરત તેને તેજ ઘડીએ મળવા બાહેંસ કરતી હતી. શાહને આ વેળા સહેજ ફેર આવતા હતા, લેકીન જયારે તેણે આ રૂકો સાંભળયો ત્યારે તેના મનમાં શક ઉતપંન થયો. શાહે તેણીને દાખલ કરવા હુકમ ફરમાવયો. તેણીને દાખલ કરવામાં આવી. આવતાંને વાર તેણીએ શાહના ચેહેરા તરફ બારીકીથી ચશમ ફેંકી અને પછી ખાનાના ખુમચા ભણી જોયું. દરબારી અદબ અદાથી આ ઓરત શાહને બીનમાહીતગાર લાગી. તેણે તે શા સબબસર અહીં આવી હતી તેનું કારણ પુછયું, તો તેણીએ બારણા બારીઓ ભણી નજર ફેંકી. શાહ તરતજ મતલબ સમજી ગયલો જણાયો: સબબ, તેણે દરેક જણને ઓરડાથી દુર રહેવા સખત તાકીદ કીધી.

" દરોબસ્ત " તે ઓરત આરબી ભાષામાં બોલી! 'તમારી ખાતરી છે કે અહીં કોઇ સાંભળતું નથી ?'

'બેશક'!

'પહેલાં મારો સવાલ એ છે કે આ ખુમચામાંથી તમે ખાનું ખાધું ?'

'આ મારા હાથો પરથી જણાતું તો હોવું જોઇએ.'

'તયારે તો—' એટલું બોલી પેલી ઓરતે પગની એક અછાડ મારી ખુમચો ઘણા ઝનુનથી ખસાડી નાખયો. શાહ તો આ દેખાવ જોઇ અજાયબીમાં ગરક થયો.

'એનો સબબ? તું કોણ?' તેણે પુછ્યું.

'હું કોણ? જોવો!' એટલું બોલી તેણીએ ઘુંઘટ પોતાના ચેહેરા પરથી ખશેડી નાખયો. શાહ તેણીની ખુબસુરતીથી છક થઇ ગયલો જણાયો.

'અય ખુબસુરત નાઝનીન! મેં તને કેહે જોઇ છે.'

'હા! તમારી યાદદાસ્ત શકતી દરોબસ્ત છે.'

'લેકીન તું કોણ?'

'હું તેજ કમનસીબ અબળા છું કે જેના માદર પેદરનું નાનું રાજ તારા અમલદારોએ તારાજ કીધું છે અને બંને જણા લડાઇમાં મારયાં ગયાં છે.'

'એ સાંભળી હું ઘણો દલગીર છું' લેકીન તમો જીવતાં છો એટલે એનો બદલો મળી શકશે.'

'હું કાંઇ બદલો માગવા અહીં આવી નથી.'

'તયારે શા સબબસર ?'

'અપકારનો બદલો ઉપકારથી વાળવા માટે.'

'તે કેવી રીતે ? ઝહીરૂદ્દીન શાહ પર એક કમનસીબ અબળાનો ઉપકાર ?'

'હા !'

'તું જેટલી ખુબસુરત છે, તેટલીજ હીમતવાન અને ખબરદાર જણાય છે. આફ્રીન! હું ઘણો ખુશી છુ કે મારાં રાજમાં આવી ઓરતો વસે છે.'

'આપના આવા ઉમદા વીચારો માટે મહેરબાની !'

'લેકીન તારો અહીં આવવાનો સબબ તો તું જણાવતી નથી.'

હું ફરી પુછું છું કે આપણી વાતચીત કોઇ સાંભળતું તો નથી ?'

'નહી!'

'જરા ઉઠીને બારીક નજર ફેંકો !'

શાહ ઉઠયા અને સેજસાજ લપેરા ખાતા જોવા ગયા તો અહમદ બેકાવલ જોવાને ઝડપથી ચાલી જતો જોયો.

'નહીં, કોઇ હમણા જણાતું નથી.'

'છતાં' એટલું બોલી તે ઓરતે એક ચીઠી શાહ હજુર ધરી એશારતથી વાંચવા જણાવયું. શાહે તે વાંચી, જેની મતલબ હું આપ નામવર હજુર શરૂઆતમાં જણાવી ગઇ છું: એટલે કે પેલાં ઝેરની કોશીશ વીશે, ઝહીરૂદ્દીન શાહે ચીઠી વાંચયા પછી બે

ખડી પેલી ઓરત તરફ ટીકી ટીકીને જોયા કીધું, પછી કહયું: 'ત્યારે તું શાહજાદીનું નામ ઝુબેદા!'

પેલી નાજનીને સર ઝુકાવયું.

'હા! ખરેખર! તારો ઉપકાર હું ભુલીશ નહી, લેકીન તું આવી તે આગમચથી મને થોડા ફેર આવયા કરે છે.'

'મારે હવે અહીંથી ગુપચુપ વીદાય થવું જોઇએ. કાંઇ ભળતો સબબ તમોએ ત મારા હજુરયાઓને જણાવવો તો જોઇએ.'

'તારે બેફીકર રહેવું! તારાં માદર પેદરના રાજ વીશે તું ઇનસાફ માગવા આવી છે એમ હું જણાવીશ.'

'ઠીક! રૂખસદ!' એટલું બોલી ઝુબેદા ત્યાંથી વીદાય થઇ.

થોડી પળ સુધી શાહ કાંઇ વીચારમાં ગુંતાયા, પછી ઉઠયા અને ઉલટી કરવા લાગયા.

'કોઇ છે?' તેણે હાંક મારી.

'જી, હુઝુર! કેટલાકો દોડી આવયા.

'હકીમને તરત તેડો અને આજના સઘળા બાવરચીઓ અને બેકાવેલોને પરહેજ કરો. સુલતાન મહમદ બખશીને બોલાવો.'

ઘણી સરખી ઉલટી કરયા પછી બાકી વધેલું ભોજન તેણે એક કુતરાને ખવાડી તેને એક ઓરડામાં બંધ કરવા હુકમ ફરમાવયો. બીજે દીને સહવારના તે કુતરો ઘણો બેચેન દીસ્યો; તેનું પેટ ઉપસી આવયું અને જોકે તેની પર પથરા ફેંકવામાં આવયા તે છતાં તે ઉઠયો નહી. આ હાલતમાં તે બપોર તુલીક રહયો અને પછી હુશીઆર થયો. બે જવાનયાઓએ પણ આ ખાનું ખાધું હતું, તેઓ પણ ઓકારી કરવા લાગયા, લેકીન આખરે તેઓ પણ સાજા થયા. જેપરથી ખુલું જણાયું કે ઝેરનો અંશ થોડોજ પીરસવામાં આવયો હતો. બાવરચીઓ તથા બેકાવલ પર છુપી ચોકી રાખવાનું કામ સુલતાન મહમદ બખશીને સોંપયું હતું, તેણે પણ ઝેરની આ કોશીશની બાતમીને ટેકો આપયો.

સોમવારે દરબારી દીવસ હોવાથી શાહે એ પ્રસંગે સઘળા વઝીર, ઉમરાવો વગેરેને દીવાનખાનામાં એકઠા કીધા. તયાર પછી બે ઓરતો તથા બે મરદોને હાજર કરવામાં આવયાં, જેઓએ સઘળો બીના બારીકીથી કહી સંભળાવી. બેકાવલના ટુકડે ટુકડા કરી નાખવામાં આવયા. બાવરચીની જીવતાં જીવત ચામડી ઉતારી લેવામાં આવી. એક ઓરતને હાથીના પગ તળે કચડી નાખવાની શીક્ષા થઇ, જ્યારે બીજીને બંદુકની ગોળીથી ઠાર કરવામાં આવી. ઇબ્રાહીમની માદરની માલમતા લુટી લઇ તેણીને બંધીખાનામાં કેદ કરવામાં આવી. એક કવી કહે છે તેમ: મોત જ્યારે દરવાજા આગળ આવી ઉભું રહે છે તયારેજ જીંદગીની કીમત પીછાણવામાં આવે છે. તેજ પ્રમાણે શાહ ઝહીરૂદીનના બાબમાં બનયુ. તે ચારબાગમાં રહેતો હતો, છતાં હર પળે આ બનાવ તેને યાદ આવતો હતો.

આ બનાવ બનયો તયારે નસીરખાન પર હલ્લો લઇ જવા તમો નામવર જોનપુર જીતી ગાઝીપુર પર ધસી ગયા હતા."

"તું ઘણું બારીક વરણન આપે છે. વારૂં, પછી?"

"તમામ હેવાલ કહી સંભળાવવાની મારી ખાસ જે મતલબ છે તે એ કે આ ઝબાનમાંથી બાહેર પડતો દરેક હરફ સચ્ચાઇનો અંશ ધરાવે છે. જોનપુરમાં શાહ મીર હુશેનની મદદે સુલતાન જુનીદને લશકર સાથે મુકી તમો તમારા પેદરને ભેટવા આગ્રા ખાતે ગયા, તે દરમયાનમાં જે ઓરતે શાહને ઝેરની ખબર આપી હતી તેણીને વીશે શાહે ખબર કહડાવી. લેકીન ઝુબેદાનો પતો મલયો નહી. તયાર પછી શાહની રાણા શંક સામેની ચઢાઇ શરૂ થઇ. આ ચઢાઇ વીશે બોલી હું તમોને કંટાળો આપત નહી, લેકીન એક અગતયનો બનાવ બનયો હતો. લડાઇનો સમય ઘણો દુર નહી હતો અને શાહ એક તળાવ આગળ છાવણી નાખી પડયા હતા, તે વેળાએ કાસીમ હુશેન સુલતાન, અહમદ યુસફ, સઇયદ યુસફ વગેરે સાથે આશરે પાંચસો જણા કાબુલથી આવી લાગયા, જેમની સાથે મહમદ શેરીફ નામનો બરો લુચો નઝુમી તથા સ્વાદીસ્ત કાબુલી દારૂ પંદર ઉંટોપર લાધી બાબાદોસ્ત સુચી પણ આવયા હતા. તેટલાં કોઇએ દુશમનોની મં[illegible]બુતી અને શાહના લશકરની નબળાઇ વીશે અફવા ફેલાવી: એટલે શાહની છાવણીમાં ગભરાટ ફેલાયો, જેમાં પેલા નઝુમી મહમદ શેરીફે વધારો કીધો કે તે પળે મંગળ ગ્રહ પશ્ચીમ દીશાએ હોવાથી શાહ હારી જશે. તમો નામવરને માલમ હશે કે તે વેળા લગભગ તમામ લશકરમાં બેદીલી તથા ગભરાટ

ફેલાયો હતો; લેકીન સાંજ પડતાં મરદના પોશાકમાં એક ઓરત શાહના તંબુમાં એક ખીદમતગાર દાખલ પેઠી. તમારા પેદર આ વેલા એકલા કાંઈ વીચારમાં ગુંતાયા હતા, લેકીન નઝુમીપર ઘણા ખફા થયલા જણાયા હતા. મરદના પોષાકમાં પેલી ઓરતે શાહના ખભાંપર હસીને હાથ મેલ્યો. શાહે ઉપર નેગાહ કીધી અને બોલ્યા: 'ઝુબેદા !'

'હા ! પણ તંબુમાં કોઇને પણ પેસવાની મના કરો.'

શાહ ઉઠયા અને વધુ સવાલ કરશ વગર બાહેર જઈ તેવો હુકમ ફરમાવયો.

"તમો આટલો વખત કયાં હતાં ?"

"તમારી ગુપત ખીદમતમાં !"

"મેં ઘણી તલાશ કરાવી."

"મને તે માલમ છે."

"તયારે આજે અહીં આવવાનો સબબ ?"

"સબબ ? સબબ બે છે. લેકીન પેહેલાં તમારે લગતો."

"અહીં મારી પાસે બેસ."

"બાખુશીથી" એટલું બોલી તેણીએ બેઠક લીધી અને બોલી ! "નઝુમીના નઝુમને હું ઉંધું વાલવા માગું છું. તેણે અતયારમાં જ ઘણી ખરાબી કીધલી હું જોઉં છું."

"હા, તેમ છે તો ખરૂં ! શેહેરમાં ઉલ્લુઓ નહી હોય તો ઠગારાઓ ભુખે મરે !"

લેકીન ઉલ્લુઓને ઠેકાણે લાવવાના ઘણા રસ્તા છે. તેમની પર સાબેત અસર કરવાથી તેમ બને છે.

"કેવી રીતે ?"

ઘણી સેહેલી રીતે. શરાબ સરવનું સતયાનાશ વાળે છે. જે પ્રમાણે અથંગ તાસ યા ગંજીફા રમનારાઓ રમતના ખયાલ પરથી જુગાર પર જાયછે, અને તે પરથી હલકા ખવાસ ઉપર ઉતરી છુપી યા જાહેર રીતે પોતાની નીતીનો નાશ કરવામાં મજાહમ રે છે તેજ પ્રમાણે શરાબ પણ કરે છે.

ઝુબેદા! તું એ ફરેસ્તા સમાન બોલે છે. [illegible]ર સુધી કોઇયે આ પ્રમાણે મારાં મ્હોંપર બોલવાની હીમત કીધી નથી; લેકીન, મારે કબુલ કરવું જોઇએ કે તારૂં કહેવું રાસ્ત વ દુરસ્ત છે. મારા ઘણા ઉમરાવોના કુટુંબોમાં એજ પ્રમાણે બનેલું મેં સાભલયું છે.

"તયારે એનો ઇલાજ તમારા હાથમાં છે."

"હા ! હમણાજ હું એ માટે હુકમ ફરમાવીશ."

"મારે હવે રૂખસદ લેવી જોઇએ."

"લેકીન અહીં આવવાનો તારો બીજો સબબ તો તું જણાવતી નથી."

"હાલ તે જણાવવાનો સમય નથી; તમારી ફતેહ પછી આપોઆપ તમે જાણશો."

ઝુબેદા તયાંથી નીકળી ગઇ. લેકીન તે પછીની શાહની લાગણી આ અબળા તરફ વધુ ખેંચાઇ અને દહાડે દહાડે વધતી ચાલી. ઝુબેદાના બોલવાથી શાહ ઝહીરૂદીનપર એટલી તો અસર થઈ હતી કે તેણે સઘળો શરાબ ઘોળી નાખવાનો હુકમ ફરમાવયો. એટલુંજ નહી પણ તે ભરવા તથા પીવાના સોના રૂપાંના વાસણોનો સદંતર નાશ કરાવી તેની ખેરાત દરવેશો તથા ગરીબોમાં કરાવી, અને પોતાના શરાબી સોબતીઓ તથા અમીર ઉમરાવો વગેરેને પણ તેમ કરવા ફરમાવયું. શાહનો આ ન ધારેલો હુકમ સાંભળી સરવે જણા ઘણા તાજુબ થયા.

'હું પોતે પણ તે વેળા થયો હતો.' શાહ નસીરૂદીને કહયું, 'તયારે મારા પેદર પર આટલી બધી અસર કરનાર આ ઝુબેદા હતી.'

'હા !' તેજ ! તેજ રાત્રીએ શરાબ બાજીપર મજબુત ફટકો પડેલો સરવના જોવામાં આવયો. અમીર ઉમરાવોની સારી સંખયાએ તેમ કીધું. બાબાદોસ્ત જે દારૂ લાવયો હતો તેમાં શાહે નીમક નંખાવી સરકો બનાવયો. વળી જે જગયાએ દારૂ ઢોળાવી નખાવયો તે જગયા નજદીક ખેરાતખાનું ઉભું કરાવયું તે તો તમોને માલમ હશે. લેકીન એ બીના પડતી મેલી મુળ બાબદપર આવી જણાવીશ કે ફતેહ પછી ઝુબેદા સાથે શાહને છુપી રીતે એટલી તો દોસતી બાજી કે કાંઇ ન જણાયલો સબબ વચે ન હોત તો શાહ જાહેર રીતે તેણી સાથે નેકાહ કરતે, પણ કોણ જાણે શા સબબસર તેણીની સાથે છુપી રીતે નેકાહ કીધા, જેના પરીણામમાં તમા નામવરની હજુ જે અબળા સર ઝુકાવે છે તેણીનો જનમ થયો, અને મારી માદરની લાંબી સમજ શકતીને લીધેજ જે બાદશાહી રૂકો મારા પેદર શાહ બાઝી ઝહીરૂદીને સહીસાખ કરી આપયો છે તે મેં તમો સનમુખ મારી પીછાન સારૂ ધરયો છે.

'તમે કહો છો કે મારા પેદરે તમારી માદર સાથે છુપા નેકાહ કીધા, તે વારૂં કયા વરસમાં ?' હુમાયુને ઉલટપાલટ ત પાસ ચલાવી.

'તમો નામવરે દેહ્લીના કેટલાંક તવંગર મીલકતદારોનો ખજાનો લુટયો તે વરસમાં : એટલે હીજરી સન ૯૩૩ માં.'

'તમે કહો છો તેમ તે વખતે મારા પેદરને તમારી માદર સાથે ઘણું સારૂં હતું તો એ બનાવ પરથી કાંઈ ચોકસ બનાવ બનયો તેને માલમ હોવોજ જોઇએ.'

'હાજી, ઝનાબ ! લેકીન, તમો ગુસ્સે થાવો કરીને મેં કહયું નહી.'

'છતાં મારી ખાતરી કીજે તે હુ જાણવા માગું છું.' હુમાયુને સવાલો જારીજ રાખયા.

'જેવી જનાબની મરજી ! તમોએ દેહ્લીમાં લુટ ચલાવી તેને લગતા સંદેશા જયારે શાહના જાણમાં આવયા તયારે મારી માદરે અજાણપણે દેખાડેલી નામરજીથી શાહ તમોપર ઘણા ગુસ્સે થયા, અને તમો પર ખાનગી રીતે કેટલાક રૂક્કાઓ લખી પોતાની મજબુત નાખુશી પણ દેખાડી હતી.'

'બરાબર, તયારે એ નાખુશ રૂક્કાઓનું મુળ તમારી માદર હતી.' હુમાયુને સેજ ભવાં ચહડાવી પુછયું.

'ખરૂં કહેવામાં નામોસી નથી. મગર મારે મારી મરનાર માદરને ઇનસાફ આપવા ખાતર આટલું પણ કહેવું જોઇયે છે કે એ માટે તે મારી હજુર મગરૂરી લેતાં હતાં.' એક ખરી શાહજાદીને છાજતી અદાથી ગુલશન બોલી.

હુમાયુને તો બે ઘડી તેણીને જોયાજ કીધું. આ વેળા તેણી કાંઇ અજબ પ્રકારની ખુબસુરત તેણીની નજરે પડી.

'એમજ છે તો તમારી અહીં આવવાની મતલબ ?' આખરે હુમાયુને જબાન ખોલી.

'તમો નામવર અતયાર આગમચ ચેતી ગયલા હોવા જોઇએ,' ગુલશને શાહ હુમાયુન તરફ ટીકીને જોઈ કહયું.

'હોય યા ન હોય હું તારી જબાનથી તે જાણવા માગું છું. લેકીન સબર (હીજરી) સન ૯૩૫ માં ( ફેબરૂઆરી ૧૫૨૯ સુરી તથા અદુસેહથી જે પેગામો પેદરે મારી તથા મારા ભાઇઓ કીનડાબ અને કામરાન પર મોકલયા તે તો તારી માદરને—અને તેથી તને—માલુમ હોવા જોઇએ. કીરઘીયાને લુટારૂઓ અને વાટમારૂઓ વીશે હું બોલું છું.'

ગુલશને ગુપચુપ અદાથી ખામોશી પકડી.

'શું શાહ ઝહીરૂદીને અમો બેટાઓને માણુસાઇ દુશમનોને જડમુળથી ઉખેડી નાખવા હુકમો નહી મોકલયા હતા ? અને હુ આજની ઘડી સુધી શું તે પ્રમાણે ચાલવા બંધાયલો નથી ?'

'આ સવાલથી જણાય છે કે મારી અહીં આવવાની મતલબ તમે પુરેપુરી ચેતી ગયા છો ! ગુલશને ઉતર વાલયો.' લેકીન તમો એ એટલુ યાદ રાખવું કે પેદરના મરણ પછી તમો જે ગાદીનશીન થવા પામયા તેમાં આડકતરી રીતે મારી માદરની મદદ હતી.'

'તમારા માદરની ?'

'હા ! ઝુબેદાની ! તમને યાદ તો હશે કે સમબલ ખાતે જયારે તમો ઘણા આજારી પડયા, તયારે પેદરના હુકમથી તમોને જેહાજ મારફતે આગ્રા ખાતે લાવવામાં આવયા. તમારાં માદર તેમજ પેદર તમારી જીંદગા માટે કેટલાં બધાં ચીંતાતુર થયાં હતાં તે તો તમોને રોશન હોવું જોઇએ. પેદર શત દીન બસ તમારીજ ફીકર કરતા અને અલ્લાહ પાસે માગી લેતા કે તમારો રોગ તેઓમાં પેસાડે અને તમોને સાજા કરે. રેવાજ મુજબ તે ત્રણ વખત તમારાં બીછાણા આસપાસ ફરયો અને અલલાહ પાસે માંગી લીધું. તમો સાજા થતા ચાલયા અને પેદર પટકાયા, પેદરે જયારે જોયું કે હવે જીંદગીની દલદ્દ સરીનો અંત નજદીક આવી લાગયો હતો. તયારે તેણે પોતાના મોતના પલંગ નજદીક ખવાજેહ ખલીફે, કમબર અલીબેગ, તેરદી બેગ તથા હીંદુ બેગ, જેઓ ચાર બાગમાં હાજર હતા તેઓને બોલાવયા અને પોતાની પછી તમો નામવર (હુમાયુન)ને તખતનશીન કરવા તાકીદ કીધી તથા તમો જેહાંપનાની નીમકહલાલીથી સંભાળ લેવા ફરમાવયું. વળી તેમને પણ બોલાવી કુટુંબના આસામીઓ પર માયા મહોબત રાખવા જણાવયું હતું અને ભાઇઓનો વાંક માફ કરી તેમને મીઠી નજરે જોવા ફરમાવયું હતું.'

'મને તે યાદ છે. પછી ?'

'મરતાં આદમના બોલો આપણાથી કદી વીસરાતા નથી. મારે ઘણી ખુશી સાથે કહેવું જોઇએ કે તમોએ પેદરની આજ્ઞા પાલી હતી, જો કે અમીર ઉમરાવો તે માટે ઘણા થકમંદ હતા.'

'હા ! પારકા આસામીઓના વીચાર કાંઇ આપણે હંમેસાં જાણી શકતાં નથી, તેમાં તવંગરો તથા મોભાવાલાંઓ જેવાં ખંધા તથા ચાપલુસીયાઓ વીશે જેટલું થોડું કહું તેટલું બેહેતર છે. ખવાજેહ ખલીફેહે જો કે તમારો હડહડતો દુશમન હતો છતાં તમારા મહોં પર કેટલો મીઠો હતો ?'

'તમારી એમાં ભુલ છે. તમો કહો છો તેમજ હોય તો પછી પેદરના હુકમ મુજબ મને તખતનશીન થવામાં એણે મદદ શા માટે આપી ?'

'મદદ આપી ? અને તે પણ તમોને ? શું તમો તમારાં અંતકરણથી તેમ માનો છો? એકાદ મક્કારે આદમ જયારે પોતાની ફજેતી થતી અને પોતાના કાવાદાવા ઉઘાડા પડતા જોય તયારે કેવી ઉલટી રમત દેખાડે છે તેમ આ ખવાજેહ ખલીફેહે કીધું'?

'મારે કબુલ કરવું જોઇએ કે તે વખતે હું પણ જરા વીચારમાં પડી ગયો હતો અને અતયાર તુલીક મને તેનું ખરૂં કારણ જણાયું નથી.'

'હું તે જણાવું; લેકીન, તેના બદલામાં તમો મારી અરજ કબુલ કરશો ? પણ નહી ! આપણે એકજ પેદરનું ખમીર ધરાવીએ છીએ, જો કે પઇસા તથા મોભાની બાબમાં આપણ વચે આસમાન જમીનનો ફરક છે. કયાં તવંગરી અને કયાં મુફલેસી ? લેકીન હું મુફલેસ છતાં જે ખરી હકીકત તમો નામદારને જણાઉં છું તેના બદલામાં કાંઇ મારી અરજ સ્વીકારવા હું દબાણ કરીશ નહી. એ ખરી હકીકતના બદલામાં ગમે તો તમે મારી અરજ સ્વીકારજો.'

'ચલાવ.'

'એક ગમથી આપણો પેદર મોતના મોમાં ચારબાગ મેહેલમાં સપડાઇ ગયો હતો, અને પેદરના પલંગથી તમો દુર હતા. તયારે બીજી તરફથી અમીર ઉમરાવોમાં મસલહત ચાલી રહી, વડા વઝીર દાખલ નીઝામુદીન અલી ખલીફેહ તુરકી અમીરોમાં સત્તા ધરાવતો હતો. પેદરના છોકરાઓના હાથમાં તખત જાય એમ તે ઇચછતો નહી હતો. તેથી પેદરના જમાઇ મેહદી ખવાજહને ગાદીવારેસ દાખલ તેણે ચુંટી કાઢયો. દામાદ મેહદી જોકે હીમતવાન, છતાં જનુની જવાન ગણાતો હતો. મેહલમાં જ્યારે જણાયું કે ખલીફેહ આ જવાનને તખતનશીન કરવા ઇરાદો રાખતો હતો તયારે લગભગ સરવ મોભાદાર ગણાતાં આસામીઓ આ જવાનને માન આપવા અને તેની ખુશામત અને ચાપલુસી કરવા જાણે એકેક સાથે હરીફાઇ કરતા હતા. ઉગતા આફતાબને સઉ કોઇ નમે; તેમ મેહદીના બાબમાં બનયું. લેકીન ગમે તેવું તકેબરી કરનાર, મોભાથી લલચાઇ જનાર, મગજમાં રાઇ લઇ ફરનાર અને પઇસાની ખુમારીમાં ફીશીયારી કરનાર વટીક આખરે તો નીચે પડી સરવની હસ્તીનો ભોગ થઈ પડે છે: તેમજ હુમાખી અને પોતાની મોટાઈનો હદ બાહેર ફાંકો રાખનારના બાબમાં પણ બનયું.'

'પણ કેવી રીતે ? કેવી રીતે ?' હુમાયુને આ પેહેલ્લીજ વખત અધીરો પડી પુછયું.

'હું તેજ બાબદ પર હવે આવું છું મારી માદરના જણાવયા મુજબ મેહડી ખવાજેહને ભેટવા મીર ખલીફેહ તેના તંબુમાં ગયો. તે વેળા તંબુમાં આ બંને ઉપરાંત મહમદ મોકીમ હાજર હતો. જ્યારે અગાઉથી કાંઇ ખબર મળવાથી મારી માદર મહોં છુપાવી છુપા પેહેરવેશમાં તંબુ આગળ હતી. એ ચાર સીવાય તબુમાં યા તેની નજદીક બાજુ કોઇ હાજર નહીં હતું. ખલીફેહને બેઠાને ઝાઝી વાર લાગી નહીં, તેટલાં મરવાની છેક અણીએ આવેલા આપણા પેદરે એકાએક તેને તેડાવયો: આથી ખલીફેહ ઉઠયો અને મેહદી તેને વળાવવા છેક બારણા આગળ ગયો, અને જેવો ખલીફેહ નજરથી દુર ગયો કે આસપાસ નજર ફેંકવાની દરકાર રાખયા વગર મેહદી પોતાનો બાતેનનો વીચાર બોલ્યો: 'અલાની મરજીથી અય બુઝરગ લડકા ! હું તારી ચામડી જીવતી ને જીવતી ઉતારી લેવાડીશ !' આ પ્રમાણે બોલીને ફરયો તો તેણે મહમદ મોકીમને નજદીક ઉભો રહી સાંભળતો દીઠો. મેહદી તદન ગુંચવાડામાં પડયો, લેકીન તરતજ તેણે મહમદનો કાન પકડી ધમકી આપી કહયું. 'તાજીક! તું હજી અહીં છે કે? બચા! જો એક હરફ કોઇ આ

પણ બોલ્યો તો તારૂં શીર સલામત રહેશે નહી, પણ જરા થોભ ! હું તારી સાથે કાંઇ વાત કરવા માગું છું.'

મહમદને આથી થોભવાની જરૂર પડી, લેકીન મારી માદર કોઇ નહી જાણે તેમ સટી ગઇ, અને લાગલી ખલીફેહ આગળ જઇ તેની પીઠ પાછળ મેહદી જે શબ્દો બોલયો હતો તેથી વાકેફ કરી હુશીયારીમાં રહેવા ફરમાવયું, અને આપણા પેદરને આપેલી કબુલાતપર તે જે પાણી ફેરવવા માગતો હતો તેપર ધીક્કાર દેખાડી તેનું ફળ ઘણું કડવું આવશે કરી જણાવયું. ખલીફેહપર આથી અસર થઇ. તેને સહેજ શક ગયો. તેથી મહમદ મોકીમાને તેડી લાવવા પોતાના ખાનગી ખીદમતગારને મોકલયો. મારી માદર તો તેની આગળથી ચાલી ગઇ હતી. મોકીમ આવયો અને ખલીફેહના પુછવાથી મારી માદરના બોલવાને તેણે બોલેબોલ ટેકો આપયો. ખલીફેહની હવે ખાતરી થતાંજ તેણે તરતજ એક ખેપયો તમને તેડાવી લાવવા મોકલયો અને બીજી તરફથી યેશાવેલો ( પેગામચીઓ ) ની ટોલકીને મેહદી આગળ મોકલી તેને ફરમાવ્યું કે શાહના હુકમ મુજબ તેણે તંબુમાંથી નીકલી પોતાના મકાને તરત જવું. આ વેળા મેહદી જમવા બેઠેલો હતો. તેણે તંબુમાંજ જમી રહેવા માગયું પણ ખાસ પેગામચીઓએ તેને તયાંથી તરતજ નીકળી જવા ફરજ પાડી. મેહદી પોતાને મકાને પુગતાંજ ખલીફેહે ઢંઢેરો બાહેર પાડી સરવ અમીર ઉમરાવો વગેરેને મેહદી આગળ જવા મના કીધી, જ્યારે મેહદીપર રૂકો મોકલાવી દરબારમાં હાજર નહી થવા તાકીદ ફરમાવી.

તયાર પછી તમો ગાદી પર આવ્યા અને આપના પેદરની લાસને કાબુલ ખાતે લઇ જઇ દફનાવવામાં આવી. આપના પેદરના મરણ વેળા જોકે ચાર બેટા અને ગુલરંગ બેગમ, ગુલચેહેર બેગમ તથા ગુલબદન બેગમ નામે ત્રણ બેટીઓ હતી એમ સાધારણ રીતે મનાતું અને હજી મનાય છે છતાં આ અંગુષટરી તથા આ ચરમ પત્રના લખાણ પરથી તમારી ખાતરી થઇ હશે કે તેમને પેટની એક બીજી પણ બેટી હતી. જે હાલ મુફલેસી હાલતમાં તમો સામે ખડી ઉભી છે, અને તે કમીનીનું નામ ગુલશન છે."

## પ્રકરણ ૩૩ મું.

---

### છેલો સેજદો.

ગુલશને પોતાની ઓળખ આપી તે દરમયાન આપણે હુમાયુનશાહને ફકત એકજ વખત અધીરો પડી અહવાલ જલદીથી સાંભળવાની તલબમાં જોઇ ગયા છીયે; બાકી સઘળો વખત તેણે કાંઇ પણ લાગણી પ્રગટ દેખાડી નહી હતી. પણ ગુલશન ! ગરીબ બાપડી ગુલશન ! પોતાનો લંબાણ અહવાલ ઉપર મુજબ બોલયા પછી દડદડ આંસુઓ તેણીની આંખોમાંથી ખરવા લાગયાં અને તેણીથી વધુ બોલાયું નહી. હુમાયુને તેણીના ખભાંપર હાથ મેલયો અને પોતાની નજદીકની બેઠક તરફ આંગળી દેખાડી કહયું " અહીં બેસો ! મારી હજુરમાં બેસવા તમોને હક છે; હું કાંઇ હજી હીંદનો શેહેનશાહ નથી."

" નહી ! કદી નહી ! " ગુલશને ડોક હીલવી જણાવયું " હું અહીં શેહનશાહની શોધમાં આવી છું: કાંઇ ભાઇની ખોળમાં આવી નથી. મારો દરજ્જો જાહેર કરવા કાંઇ હું આવી નથી, લેકીન મેહેરબાની માગવા આવી છું. જો મારામાં ઉભું રહેવાની શકતી ન રહેશે તો હું તમો જહાંપનાહ હજુર ગુંટણમંડીએ બેસીશ; લેકીન તમો નામવરની રૂબરૂ તો કદી બેસીશ નહી. યા ખુદા ! આ થોડા કલાકના અરસામાં મારીપર શી આફત ! " એટલું બોલી તેણી બોલતી અચકી ગઇ અને હાંફવા લાગી ટેકા માટે હુમાયુને પોતાનો હાથ લંબાવયે પણ ગુલશને એ માન સ્વીકારયું નહી.

"હું મારો અહવાલ આગળ ચલાવું? થોડીવાર પછી ગુલશને પુછયું.

" બેલાશક ! " હુમાયુને ઉતર વાળયો

" પેદરના મરણની બીના શેહેરમાં ફેલાતાંજ સઘળે માહેતમપોસી ચાલતી જણાઇ હું તે વેળા તદન નાની ભુલકી કમઅક્કલ હતી, તેથી મરણ જીવણનો મુદલ ખીઆલ મને નહીં હતો. પણ ઘણાંઓને રડતાં જોઇ હું પણ દમબદમ રડવા લાગી. મરનારને સેજદો કરવા મેહેલના દરવાજા ખોલા કરવામ આવયા અને તમામ લોક ભચડાભચડી કરતા દરવાજાઓમાં પેવશ થયું. આ વેળા રસ્તા પર મારી માદર જે એક દરખત નીચે બેસી

પોતાનાં બંને હાથોમાં માથું પકડી ગુપચુપ રડતી હતી, તે ઉભી થતાં મને કેડપર મારી દરવાનમાં દાખલ થવા કોશેશ કરવા લાગી; પણ ભીડને લીધે તેમ બનયું નહી; તેટલાંજ એક જઇફ દરબારીની નજર મારી માદરપર પડી અને તે પેદર તથા મારી મા વચેનાં સંબંધથી થોડો ઘણો વાકેફગાર હોવાથી અમોને બીજે ખાનગી રસ્તે અંદર લઇ ગયો અને આખરે અમો સેજદો કરવા શકતીવાન થયા. લેકીન મારી માદરને મરનાર આગળથી ખસવા ગમયું નહી; આખરે પેલોજ બુઝોરગ મરદ અમોને બાહેર ઘસડી લઇ જવા લાગયો; આથી મારી માદરે મને કહયું: 'બેટી મારી! આ જે હમેશની ઉંઘમાં પડેલો છે, તેને બરાબર જોઇ લે! તું કદી એનો ચેહેરો ફરીથી જોઇ શકશે નહીં.

"પયારી માદર! મારા પયારા પેદર ઉંઘાયલા છેની?' મેં ભોળાઇથી કાનમાં પુછયું.

'બેટી મારી! તમામ લોકનો એ પીતા છે.' મને ચુપ રહેવા એશારત કરી મારી માદરે જણાવયું, 'હમેશની ઉંઘમાં એ ગીરફતાર થયો છે.'

અમારી સામે, પાસે અને પાછળ સઘળે ઠેકાણે તમામ આમ રડતી હતી. મારી માદરે આખરે અતી વહાલથી છેલો સેજદો કીધો, અને પેલો બુઝોરગ અમોને પાછો બીજે રસ્તે બાહેર લઇ ગયો. બાહેર નીકળી થોડે દુર જતાંજ મારી માદર લપેરા ખાવા લાગી, અને જમીન પર બેસુધ પટકાઇ. બે માણસો આ વેળા તયાંથી પસાર થતા હતા, તેઓ આ જોઇ અમારી નજદીક આવયા.

'માદર! પયારી માદર! ઉઠ!' હું રડતે બોલવા લાગી 'નહીતર મારા પયારા પેદરની પેઠેજ તને પણ સદાની ઉંઘમાં ધારીશ.'

'એનો ચેહેરો જો' પેલા શખસોમાંના એકે બીજાને કહયું.

'એ કોણ?'

'તું નહી ઓળખતો?'

'નહી!'

'સુલતાના ઝુબેદા!'

'હા! એ છુપા નેકાહની બીના મા કાનપર આવી હતી ખરી, ગરીબ બાચારી.'

'ચાલો આપણે એ મા દીકરીને અહીં સલામત જગયે લઇ જઇએ; નહીતર આ વખતમાં બંનેને ઠાર કરવામાં આવશે.'

"તેઓ અમોને એક ગીચ ઝાડીવાળી જગયા આગળ લઇ ગયા અને પછી તયાંથી ચાલી ગયા."

---

## પ્રકરણ ૩૪ મું.

---

### મલીકા ઝુબેદાનું મરણ.

"પેલા ભલા શખસોના ગયા કેડે હું મારા બેસુધ માદર આગળ એકલી પડી, તેણીના ગળાં આસપાસ હાથો વીંટાળી હું રડવા લાગી." ગુલશને પોતાનો અહવાલ પોતાના ભાઇ હુમાયુનને કહેવો જારી રાખયો "ઠંડા પવનની લેહકીથી યા મારાં આંસુના ટીપાંથી યા મારી રડાપીટથી મારી પયારી માદર પાછી હોંશમાં આવી અને આખરે આંખયો ખોલી, મને અતી પયારથી પોતાની છાતીસે દાબવા લાગી, તયાર પછી કાંઇ વીચારમાં ગુંટાઇ. આખરે તે મારો હાથ પકડી ઉઠતાં બોલી, 'ચાલ, મારી બેટી! આ શેહેરમાં હવે આપણું કામ નથી; બલકે સલામતી નથી.' તે મને અમારાં રહેવાનાં મકાનમાં લઇ ગઇ અને સાંજ પડતાં બે સખીઓ વગેરે સામાન એક ટટુપર લાધયો અને અમોએ કુચ ચાલુ કીધી. આખરે અમો એક ટોળાંના ઘાણા ધાડા સમાગમમાં આવયાં અને તેઓના એક ભાગે મારી માદરને પોતાની ઉપરી ઠેરવી.

થોડા મહીના એ મુજબ નીકળી ગયા. તેઓએ મારી માદરને રહેવા એક મકાન આપયુ હતું, જેમાં મારી માદરે પોતાનો સામાન ગોઠવયો હતો, જેમાં પેલી બે સખીઓ પણ હતી.

એક દીવસે આ બે સખીઓ મારી નજરે પડી, તેમનું શું થયું તે વીશે મેં તેવણને પુછયું.

'બેટી મારી! મારી પુઠે આવ!'

તેણી મને કેટલીક ગીચ ઝાડીવાળી ટેકરીઓ પરથી એક ગુફામાં લઇ ગઇ. એ ગુફા ગીચ ઝાડો અને એકાંતપણાને લીધે બીજા કોઇને માલમ હતો નહી. આ ગુફામાં પક્ષીઓના પીછાંનું એક બીછાનું હતું, અને દીવાલ પર બંને બાજુએ પેલીજ બે સખીઓ ટાંગેલી મારી નજરે પડી હતી.

'લડકી! કદાચ કોઇ દીવસ એવો પણ આવે કે તને તદન છુપી જગયે સલામત છુપાઇ જવાની ફરજ પડે. આ ધરતી પર

તું કોઇને આ ગુફાની હયાતી કદી જણાવતી ના! તું ઉંચ બાદશાહી ફરજંદ છે; એટલે હર પળે તારો જાન ઘણો ધાસ્તીમાં છે, આ ગુફા તે તારો જીવ છે; તારાં છુટાપણા કરતાં પણ વધારે કીમતી આ ગુફા છે!'

અમોએ રાત ત્યાં પસાર લીધી. બીજે દીને અમો અમારે મકાને પાછાં ફરયાં, પણ મેં ખુલ્લું જોયું કે મારી માદરમાં નબળાઇ ઘણી વધી ગઈ હતી. રસ્તામાં ઘણી વખત આસાયશ લેવા બેસવા તેણીને ફરજ પડી હતી, અને તે દર વખતે તેણી અતી વહાલથી મને ચાંપીને કોટી કરતી હતી. આ વેળા કાંઇ અજબ પ્રકારની લાગણી મારાં શરીરમાં પેવસ થઇ હતી. નજદીક આવતાં આફતની આગાહી જાણે તે કરાવતી હતી. હું ધુજવા લાગી. ખુદા મને ચેતવણી આપતો હતો.

હું એમાં ઠગાઇ નહી.

થોડા દીનમાં મારી પયારી માદર બીછાણે પડી. તે મોતનું બીછાણું હતું. દહાડે દહાડે નબળાઈ વધતી ગઇ, અને ભલાં લોકની અતી સારવાર છતાં મોતને કીનારે તણાતી ચાલી.

નજદીક આવેલાં મોત માટે મારી માદર ચેતી ગઇ, અને મારા પેદર વીશેજ મારી સાથે વાત કરી સઘળા બનાવો મારાં ધયાનપર ઠસાવવા લાગી, કે જેમાંના કેટલાકો વીશે હું તમો નામવરને જણાવી ગઇ છું. પેદર સાહ્નના સઘળા બનાવો વરણવવા સાથે મને આ અંગુષટરી, ચરમપત્ર વગેરે ઘણી સંભાળથી સાચવી રાખવા તાકીદપર તાકીદ આપી. આ ચરમપત્ર વગેરે મને હવાલે કરતાં માદર બોલી 'આ લે! કોઇ દીવસ કદાચ તારો ભાઇ હાકમી ભોગવશે ત્યારે યાદ આપવા આ ઇધાની ઠીક કામ લાગશે. તારા બાદશાહી ખાનદાનની આ એક ચાવી છે, જે તારા જીવની માફક તું જાલવી રાખજે.'

ગુંટણીયે પડી રડતી મેં સઘળું સાંભળયું. તેણી બીછાણા પરથી ઉઠી શકતી નહી હતી; દર દીવસે ચેહરા પર ફીકાશ વધતો જતો હતો, સાદ નબળો પડતો હતો, આંખમાં તેજી થતી હતી, અને જયારે મેં હકીમને ખુલ્લી રીતે એક દીવસ પુછયું કે 'મારી માદરને શું થયું છે?' ત્યારે તે બોલયો 'કાંઇ નહી! અલ્લાહ તેવણને પોતાની દરગાહમાં તેડે છે!'

આખરે એ બદબખત દહાડો આવી લાગયો. તે દહાડે ખમેલાં દુ:ખોનો ખયાલ વટીક તમો કરી શકશો નહી. ટુંકમાં એટલુંજ કહીશ કે આ દુનયામાં આખરે હું મારી પયારી માદરથી છુટી પડી. મરતાં મરતાં પણ તેણી 'ગીરામી! ગીરામી!' બોલયાં હતાં. આ તેણીના મુખથી છેલ્લા શબદો હતા. તેણીએ હવે મારાં માથાંપર હાથ મેલ્યો. હું ધારતી હતી કે તેણી મને કાંઇ કહેશે, પણ નહી. બદનમાંથી તેણીનો જીવ નીકળી ગયો હતો. માદરની લાશને દફનાવવામાં આવી. એ એક તદન સાદી ઘોર છે; સઘળાં એ કોઇ સાધારણ મુફલેશ આસામીની ધારે છે, પણ આપણે જાણીયે છીયે કે એ કોણની છે. અરે માદર! માદર! ગુલશન ડચકાં ખાતી બોલી.

'એ લાશને તેને લાયકની જગયે લઇ જવા તથા દરરોજ ભણતર કરવા હું હુકમ ફરમાવીશ' હુમાયુને જણાવયું. 'તમારી વાત આગળ ચલાવો.'

---

## પ્રકરણ ૩૫ મું.

---

### રઇયત અને સુલતાના.

"મારાં માદરને દફનાવયા પછી" ગુલશને અહવાલ પાછો ચાલુ કીધો "જે ટોળાએ મારી માદરને પોતાની રાણી દાખલ ઠેરવી હતી, તેજ ગામડયાંઓએ મારી માદરના મરણ બાદ મને તેમ ઠેરવી અને તેવેળાએ બીજે ઠેકાણે જઇ વસવા તેઓએ ઠરાવ કીધો, સબબ વરસાદ જુજ પડવાને લીધે પાણીની તાણ પડવી શરૂ થઇ હતી અને વળી તયાં અનાજ પણ બહુ મોંઘો થયો ઉપરાંત દુધાળાં જાનવરો માટે ઘાસચારાની તાણ પણ બહુ પડવા લાગી હતી. મને તેઓએ પોતાના હાકેમ દાખલ ઠેરવેલી હોવાથી તેઓ મારી મંજુરયાત લેવા આવયાં. મેં મને જણાવયું કે તેઓએ પોતાને ગમે ત્યાં બેધાશક જવું; કે તેઓ ગમે તે કરવા તદન મુખતયાર હતાં, લેકીન જે ઠેકાણે મારી પયારી માદરે હમેશનો આરામ લીધો છે, તે જગયાથી ઝાઝી દુર હું જવાની નથી.

તેઓએ પોતપોતામાં મસલહત ચલાવી લેકીન કોઇએ મને ચેતવણી આપી કે જે દહાડે તેઓ બીજે ગામ જઇ વસ્વા માટે

થ કરવાનાં હતાં, તે રાતે ગુપચુપ મને ઉઠા વી જવા તેઓએ ઠરાવ કીધો હતો.

આ ચેતવણીપર અમલ કરી મેં ઝુકકો ઘણા દહાડા ચાલે એવો ખોરાક તરતજ ભેગો કીધો, અને તે અને બીજો મને અગતય જણાતો સામાન લઇ તેઓ પોતાના ઠરાવ પર અમલ કરે તે આગમચની રાત્રે ગુપચુપ હું ત્યાંથી પલાયન કરી ગઇ.

આ પ્રમાણે થોડાજ વખતમાં મારી માદરે મારે માટે તઇયાર રાખેલી ગુફાનો આશરો લેવા મને ફરજ પડી હતી. તે ભટકતી જાતના ટોળાંએ મારા વગર ત્યાંથી ઉઠાંગરી નહી કરવા ઠરાવયું, જયારે બીજા હાથ પર તેમની સાથે વધુ વખત નહી ભેળાવા મેં પકકો ઠરાવ કીધો."

"તે કોણ ટોળો હતો?" શાહે પુછયું.

"ફકીરો, જોગીઓ વગેરેનો તે બનેલો હતો." ગુલશને જણાવયું "તેઓ એક મહીના સુધી થોભયાં, પણ મારો પતો નહી જ મળેલો જોઇ તેઓ ત્યાંથી ઉઠાંગરી કરી ગયાં. આ મહીના સુધી હું ફકત રાત્રીએ યા અંધારૂં થયા કેડેજ બાહેર નીસરી ફળો તોડી તે પર નીરવાહ કરતી હતી.

આખરે જયારે મારી ખાતરી થઇ કે મારી રઇયત આખરે બીજે ઠેકાણે જતી રહી છે, ત્યારેજ હું ઉજરડાંમાં બાહેર નીકળવા લાગી. જો કે મારાં દીલમાં ધાસ્તી રહી હતી કે, રખને તેઓ છુપાઇ રહયાં હોય. પણ નહી! તેઓ તયાંથી ખરેખર જતાં રહયાં હતાં. હું ધોરી રસ્તા પર હવ ગઇ, જેની બીજી તરફ મારી પયારી માદરની કબર હતી. પવીત્ર કુરાનના શબકો ભણવામાં હું મશગુલ હતી, તે ત્યાં અધવચે મેં ઘોડાનાં પગલાંનો આવાજ સંભલયો. શંકાશીલ થઇ હું તેના નજદીક આવી પુગયાની આતુરતાથી રાહ જોવા લાગી. આફતાબ પણ પોતાના બુરજમાં બાર કલાક વીસામો લેવા થોડુંકનો ગુમ થયલો હતો અને વળી પહાડોમાં અંધારી રાત્રીએ તો હું ઘણી હીમતવાન હતી; સઘળાં ટોળાંને એ જ ગયે અને એ વખતે હું બુમ પડાવી શકું.

પેલો ઘોડેસ્વાર કોઇજ નહી પણ એક મુસાફર હતો. તે જેવો મારી નજદીકથી પસાર થવા ગયો કે બંદગીથી ફારેગ થઇ તરત જ હું ઉઠી ઉભી થઇ. તેણે મને કબરની રહેવાસણ ખચીત ધારેલી હોવી જોઇએ. સબબ, બુમ પાડી, ઘોડાને એડ મારી અતી ઝડપથી તે તયાંથી ઘોડો દપટાવી ગયો. રફતે રફતે ઘોડાનાં પગલાંનો આવાજ કમી થતો ચાલયો અને છેલાં તો તે તદન અલોપ થઇ ગયો.

બીયાબાન જંગલમાં તદન અંધારૂં પ્રસરી રહયું, અને ઝાડોની કોહી ગયલી ડાંખલીઓ પડવાના આવાજથી, યા આવાજના આંચકાથી ખડકોની કીનારીએ આવેલા ઢીલાઢચ પથરો નીચે ગબડવાના સાદથી યા એકાદ જંગલી જાનવરની ચીચયારીથી તયાંની ભયભીત ચુપકીદીમાં ફકત ખલલ થતી હતી. મારી ખાતરી થઇ કે આસપાસ હવે માણસનો કાંઇ પણ વસવાટ હતો નહી. જેઓથી હું દુર રહેવા માંગતી હતી તેઓ ખરેખર હવે બીજે ઠેકાણે જતાં રહયાં હતાં. તે રાત્રીએ એક પણ બતીનો ઉજાશ મારી ઉંચાણ જગયાપરથી જોવામાં આવયો નહી હતો, તો પણ સહવાર પડવાની હું હવે અધીરાઇથી રાહ જોવા લાગી."

---

## પ્રકરણ ૩૬ મું.

---

### મેળાપ.

ગુલશને અહવાલ ચાલુ રાખયો: "આફતાબે પોતાનાં નીરમળ કીરણો ફેંકી પોતાનાં દરશન દેખાડી સરવ આલમને હરષમંદ કીધી કે મારાં જીવને તદન સંતોષ મળયો. તેણે મારી છાતી પરનો ભાર ઉચકી નાખયો. હું હવે તદન સ્વતંત્ર હતી. જંગલો, પહાડો, ટેકરીઓ, ઝરાઓ, પશુ પક્ષીઓ હવે સઘળાં મારાં હતાં.

આ પ્રમાણે ફળફળાદીપર ગુજારો કરતી હું કેટલુંક સુધી એક પડત પડેલાં મકાનમાં રહી. મારી માદરના પોશાકો મને બરાબર બેસ્તા હતા. તેણીનાં ઘરેણાં પણ બરાબર આવતાં હતાં. લેકીન મને એકજ ચીજની ખુટ હતી, અને તે એકાદ સોબતીની હતી.

એક દીવસે હું નુરાબાદમાં ગઇ, અને ત્યાંથી મેં એક મેંઢું ખરીદયું. એ લઇ જયારે હું પાછી મકાનમાં દાખલ થઇ, તયારે મેં તે મકાન એક જણને હસ્તક જોયું. તેણે મને સવાલો કીધા. હું તે જંગલની ગામડયન હતી તે મેં તેને જણાવયું, પણ મારા મુકામથી મેં તેને અજાણ રાખયો.

રફતે રફતે તે મકાનમાં વધુ આવજા થતી મને જણાઇ. મુસાફરો અવારનવાર તે

મકાનનો લાભ લેતા જણાયા. એ ટેકરીઓ હવે દહાડે દહાડે આદમીઓની આવજાથી વસાતી દીસી. ધરમશાળા દાખલ ગણાતાં તે મકાનનાં આદમીઓના ચેહેરા મને ઘણાજ વીકાળ જણાયા અને તેમની રીતભાત તુંડા ઇથી ભરપુર જણાઇ. હું બીધી તે પાછી ગીચ ઝાડીવાળી પેલી ગુફામાં જઇ વસી. ફકત દુરથી હું પેલી ધરમશાળાને અને તેને લગતા રસ્તાને જોતી હતી. નજદીક જવાની હું હીમત કરતી નહી હતી. વારંવાર દુખી માણસોની ચીચયારીઓ અને હથયારોના ખણુખણાટનો અવાજ મારા કાને પડતો હતો. ઘણીક વખત મદદ માટેની ચીચયારીઓ તે તરફથી સંભળાતી હતી.

ફકીરો, જોગીઓ વગેરેની જગયે હવે કરપીન લુટારૂઓ તથા વાટપાડુઓ આવયા હતા. નસીરૂદીન શાહ! તમો તે વેળા હીંદની બાહેર નશીબના ચકરાવાથી બીજાને આસરે પડેલા હતા, અને કદાચ હીંદ પાછું કેમ જીતવું તેની યોજના કરતા હતા.

મારે મનસે એ કાંઇ તફાવત જેવું નહી હતું. હું જંગલમાં ઉછરેલી, એટલે, જંગલી જાનવરોની રીત પરથી હું આદમોનો ખવાસ પણ તેવોજ ધારતી હતી. જેનામાં વધારે જોર, તે ફાવે. કુદરતનો એ રવઇયોજ હું ધારવા લાગી.

એ શખસોની બહીકને લીધે તેમનાથી વધુ અને વધુ દુર હું રહેવા લાગી.

એક દીવસે હમેશના રેવાજ મુજબ હું ભટકતી હતી, તયારે મારા મેંઢાંની દુખથી ભરપુર બરાડોએ મારૂં ધયાન ખેંચયું. જે ઠેકાણેથી આવાજ સંભળાતો હતો, તે તરફ હું દોડી. પા કોશને છેટે મેં એક બંદુકનો અવાજ સાંભળયો. ઝાડીઓની વચેથી મેં ધુંવો વળ ખાતો ઉંચે ચઢતો દીઠો. હું તે તરફ કશી આચકી વગર ધસી. હું એમ કરી જે જોખમ ખેડતી હતી, તેનો મને મુદલ ખીઆલ નહી હતો. નજદીક અરધે છેટે જઇ પહોંચતાં મને મારો મેંઢો સામો મળયો, જે પાછલે પગે લંગડાતો હતો અને લોહી ઝલઝલતુ હતું. મને જોતાંજ તે ઉભો રહયો અને જે દીશાએથી તે આવયો હતો, તેજ દીશા તરફ મારી તરફ જોઇ તે પાછો ચાલવા લાગયો. જાનવરોમાં પણ સમજશકતી છે. મેં ધારયું કે તે મને એક ચોકસ ઠેકાણે લઇ જવા માગતો હતો; જેથી હું તેની પુઠે પુઠે ચાલી.

એક ખુલી જગયામાં પચીસ છવીસ વરસની ભરતીનો એક ખુબસુરત જવાન શખસ ઉભો રહેલો મારી નજરે પડયો, જે એક મોટાં વરૂને મોતના ડાચાંમાં તરફડતાં મારતું ધયાનથી જોતો હતો. આ દેખાવ જોઇ સઘળી બીના મને પ્રગટ જણાઇ. મારાં મેંઢાંપર વરૂએ તરાપ મારી હતી, તેટલાં તે દેખાવ પેલા નવજવાન શખસના જોવામાં આવયાથી તેણે વરૂને જખમી કીધું હતું, જેથી મેંઢાંને પડતું મેલવા વરૂને ફરજ પડી હતી; મેંઢું આ ખબર આપવા મારી આગળ આવયુ હતું અને પોતાના ઉગારનારને દેખાડવા તે મને દોરવી લઇ ગયું હતું.

જેમ જેમ હું પેલા જવાન નજદીક ગઇ તેમ તેમ કાંઇ ઓર તરેહની લાગણી મારાં દીલમાં થવા લાગી. મેં જે સરવ આદમોને નીહાળયાં હતાં તથા મારી પયારી માદર સીવાય હું જેના પણ સમાગમમાં આવી હતી, તેમના કરતાં આ શખસ ઘણો શ્રેષ્ટ મને લાગયો. બીજા હાથપર તે મારી તરફ અજાયબીથી જોવા લાગયો; તેના દેખાવપરથી ખચીત તે મને પેલી જેહાનનું આદમ ગણુતો હોય એમ દીસ્યો.

ખચીત! મારા બોલવાની તે વાર જોતો જણાયો. જોકે મેં આ શખસને આગળ કોઇ પણ વેળા દીઠો નહી હતો યા તેનું નામ વટીક સાંભળયું નહી હતું, છતાં કોણ જાણે કયા સબબસર મારી માદરના મરતી વેળાના છેલા શબદો મને તે પળે સાંભરી આવયા, અને હું બેધયાનપણે 'ગીરામી!' મોટેથી બોલી. હું શું બોલતી હતી તેનો મને મુદલ ખીઆલ તે વેળા ન હતો.

'તમે મને કેવી રીતે પીછાણુયો?' તેણે અજાયબીથી પુછયું. 'હું તમારૂં નામ જાણતો નથી, અને તમે મારૂં નામ શી રવેશે જાણયું?'

ખચીત તે મને પેલી દુનયાનીજ સમજતો જણાયો.

'શું તમારૂં નામ ખરેખર ગીરામી છે?' મેં પુછયું.

'મને એ નામે ઓળખવામાં આવે છે એ તો તમે જાણતાં જણાવો છો,' તેણે ઉતર વાળયો.

'આ નામ કોણ જાણે શા સબબસર આ ઘડીએ મારાં મુખમાંથી બાહેર પડયુ, જોકે હું તમોને ખાતરીથી જણાવું છું કે

તમારૂં એ નામ હતું એ હું જાણુતી નહી હતી : એટલુંજ નહી, પણુ મેં તમોને આગળ કદી દીઠા પણુ નહી હતા. '

'ત્યારે એજ નામ તમો કેવી રીતે યાદ કરી શકયાં ?'

આથી મેં મારાં માદરના મરતી વેળાના શબ્દોની બીના તેને જણુાવી, કે જે છેલા શબ્દો મારાં મગજમાં હરદમ કોતરાઇ રહેલા હતા.

ભવીષયમાં બનનારા બનાવોની આ એક ચાવી હોય કે શું, કે તેજ ઘડીથી મારાં દીલમાં તેને વીશે સારી લાગણી પેવસ થઇ. તેના દીલમાં એવીજ લાગણી પેવશ થઇ હતી યા નહી, તે હું કહી શકતી નથી. પણુ એટલું તો ખરૂં કે તેનો જીવ તેજ મારો જીવ એમ હું અત્યાર તુર્લીક ગણુતી આવી છું. તેની આખર, તે મારી આખર !

આ પ્રમાણે બે વરસ સુધી અમો વચે મીત્રાચારીભરી ઓળખાણુ ચાલુ રહી, તેટલાં ઇરાનથી લશકર ભેગા પાછા હીંદપર ઉતરી આવવાના તમારા સમાચાર અને લુટારૂઓ વગેરેને જડમુળથી ઉખેડી નાખવાના તમારા ઠરાવ વીશે અમારા સાંભળવામાં આવયું.

## પ્રકરણુ ૩૭ મું.

### આશા.

"પરમ દીને હાફેઝ અને તેની બેટી હમીદા અમારા મકાન આગળથી પસાર થવા ગયાં" ગુલશને પોતાના ભાઇ હુમાયુન શાહને હેવાલ કહેવો જારી રાખયો "તયાં તેમનું શું થયું તે તમોને માલમ છે?"

હુમાયુને આંખયો અરધી બંધ કરી ડોક હીલવી હામાં ઉતર વાળયો.

"હાફેઝ બીન હોશંગશાહ અને તેની બેટી હમીદાબાનુની પુઠે ગીરામીની ટોળીનો ઘાણુ કાહાડવા તમારાં લશકરની ટુકડી આવી, જેણુે ગીરામીને જીવતો યા મુએલો પકડવાની ફાકટ કોશેશ કરવાને બદલે ટેકરીઓ તથા જંગલોને આગ લગાડી સળગાવી મેલયાં અને અમોને આગમાં ઘેરી લીધાં.

'તમો કહો છો કે અમોને ?'

'હા, હું કહું છું કે અમોને, સબબ ગીરામી સાથે હતી, શું મેં કહયું નથી મારો અને તેનો જીવ એકજ છે?'

'વારૂં ? પછી શું બનયું ?' શાહે પુછયું 'કીરધીઓનો એ સરદાર તાબે થયો ? યા તેને પકડવામાં આવયો ?'

'મારી માદરે મને જે ગુફા દેખાડી હતી તેમાં ગીરામી તદન સલામત છે.'

'પણુ તે લાંબો વખત સુધી ભરાઇ બેસી શકશે નહી. ભુખ અને પયાસ તેને છુપાવાની જગયેથી બાહેર નીકળવાની ફરજ પાડશે, અને તયારે તો તે જરૂર મારાં લશકરના સપાટામાં સપડાઇ જશે.'

'તમો નામવરની અટકળ ખરી છે અને તેથી તો હું અહીં તમો સનમુખ આવી છું.'

'અને જયારે તમો અહીં આવયાં તયારે એ કીરધીના પેદર ગેસુ દરાઝની માફી માટેની અરજ મેં સ્વીકારી નહી, તે બીના તો તમોને માલમ પડેલી હોવી જોઇએ. તયાર પછી નવા કાઝી હોશંગની પણુ તેજ અરજ મેં નામંજુર કીધી, એ પણુ તમોને માલુમ હોવું જોઇએ.'

"હાજી ! અને તેને લીધે તો તમો નામદાર સનમુખ જાતે હાજર થવાની મેં મારી ફરજ વીચારી. મેં મનસે વીચારયું કે 'દયા યા મેહેરબાનીના નામથી કદાચ નસીરૂદીન મહમદશાહ પારકાઓની એ અરજ સ્વીકારે નહી; પણુ પોતાના મરહુમ પેદરની કબરના નામથી તેની પોતીકી બેહેન જે અરજ ગુજારે, તે શેહેનશાહ ના પાડશે નહી ! શેહેનશાહ હુમાયુન ! આપણુા પેદર ઝહીરૂદીનના નામથી તારી બહેન ગેસુ દરાઝના કમનસીબ બેટા ગીરામી માટે માફી ચાહે છે.'

આ શબદો ગુલશન એવી તો અદા અને શહાજાદીને છાજતા તોરથી ગુંઠણુમંદીએ પડી બોલી કે હુમાયુને બે ઘડી તેણુી તરફ અજાયબીથી જોયાજ કીધું. પણુ તેના મનમાં શું વીચારો અદલ બદલ થતા હતા, તેનો ખયાલ વટીક ગુલશન કરી શકી નહીં; સબબ, બાહેરથી કઠોરતા સીવાય બીજી કશી નીશાન હુમાયુનના ચેહેરાપર પ્રગટી નીકળેલી જણાઇ નહી.

'અને કદાચ હું તમોને જણાવું કે' થોડીક પળ પછી હુમાયુને ઝપાં બોલી 'જે માફી માટે તમો અરજ કરો છો તે ફકત તમોનેજ અને તે પણુ બે સરતે બક્ષું ?'

'ત્યારે તમો એ માફી મને બક્ષશો ?' આભારની લાગણી સાથે ગુલશને હુમાયુનનો હાથ ચુંબવા પોતાના હાથમાં લીધો.

'છોકરી! તું મારો ઉપકાર માને તે આગમચ એ બે શરતો પહેલાં તારે જાણુવી જોઈએ.'

'ઓ મારા શાહ! હું તે સાંભળવા આરજુમંદ છું! ઓ મારા ભાઈ! તે મને જલદી જણાવો.' ગુલશન અતી ખુશાલીથી બોલી ઉઠી.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### બે શરતો.

'જો હું પેહેલી શરત દાખલ એમ કહું કે તમે મને આ અંગુશતરી આપો, આ ચરમપત્રનો નાશ કરો અને પેદર માદર તથા અલાહના સમ ખાઈ કબુલાત આપો કે તમારી બાદશાહી ઓળખ તમો કોઈ આગળ કદી આપો નહી કે જે માટે ફકત આ અંગુશતરી અને ચરમપત્રજ ફકત સાબેતી દાખલ છે, તો તે તમો સ્વીકારશો?

'અરે તમે કેટલા માયાળુ છો?' બોલી ગુલશન ખુશહાલીથી પોકારી ઉઠી 'લેવો આ વીંટી! તમારી આંગળી પરજ રહેવા દેવો—આ ચરમપત્ર તો તમારી પાસેજ છે-તમારે હાથેજ એનો નાશ કરો! મને સમ ખાવા કેહવો અને તે પ્રમાણે હું ખાઇશ. વારૂં! એ તો થયું, હશે બીજી શરત કઇ?'

ગુલશનને મુખથી આ શબ્દો સાંભળી હુમાયુન શાહની આંખયો બે પળ ખુશહાલીથી ચમકી, પણ તરતજ તે તેજ ગુમ થયું.

'અસલ વારેથી એવો રવઇઓ છે કે જો એકાદ પાપીને માફી બક્ષવી હોય તો બીજા નેકે તેની તાજેસ દાખલ મઠ યા જોગણુશાળામાં રહી જીંદગીના બાકીના દીવસો પસાર કરવા જોઇએ. એવા નેક વીચારનું આદમ તમારા ધયાનમાં છે કે જે આ દુનયાની માયા મોહોબ્બતથી તમામ હાથ ઉઠાવી અલ્લાહની બંદગીમાંજ પોતાના બાકીના દીવસ પસાર કરે?'

'હા! તે આદમ તમો સનમુખજ હાલ ખડું છે. મને જણાવો કે કયા મઠમાં હું રહેવું.' ગુલશને ઉતર વાલ્યો.

'પણ તે માટે ખરચ દાખલ નાણાની રકમ આપવી પડશે,' હુમાયુને જાણે શરમથી અચકતાં કહયું.

ગુલશન ગમગીનીથી હસી. પોતાની છાતીમાં છુપાવેલી એક નાની કોથળી ખેંચી કહાડી, તેપર પણ શેહેનશાહ બાબરની મોહોર મારેલી હતી. આ કોથળી ઉખેડી તેમાંથી અતી ઝલકતા હીરાઓ હુમાયુન હજુર ધરી બોલી 'જોગણુશાળાને ભેટ દાખલ આ છે. હું ધારૂં છું કે એ પુરતું છે; સબબ, મારી માદરે મને ખાતરી આપી હતી કે આ હીરાઓ બેમુલ છે અને લાખો મોહોરની કીંમતના છે.'

'તયારે તમો આ માફી બદલ સરવને તયાગ કરવા તઈઆર થયાં છો?' હુમાયુને સવાલ કીધો 'ભોળો, આવતું સુખ અને દોલત-એ સઘળું તમો ફકત એક કીરઘી માટેની માફી સારૂ તયાગ કરો છો?'

'જરા એ જરા!' ગુલશને ઉતર વાલ્યો 'લેકીન એક અરજ મારે કરવી છે, અને તે એ કે આ માફીપત્ર ખુદ મારે હાથે ગીરામીને પહોંચાડું.'

'ઠીક! તમારી અરજ કબુલ છે.' હુમાયુને ઉતર વાલ્યો, અને જમીનપર બીછાવેલી બેઠકપર બેસી તેણે માફીપત્ર ચીતરી કહાડી તે પર પોતાની સહી શાખ કરી, મોહોર મારી ગુલશનને આપી કહયુ 'લેવો! ગેસુ દરાઝના બેટા ગીરામીનું આ માફીપત્ર છે. તમારે હાથે તેને પોહોચાડો એ વાંચી તે જોશે કે તેને માટે તમે કેટલો બધો ભોગ આપયો. તમારા પાછા ફરવા કેડે કઇ જોગણુશાળામાં રહેવું તે વીશે આપણે વીચાર કરીશું.'

'અરે! તમે કેટલા બધા માયાળુ અને ઉદાર દીલના છો?' ગુલશન અતી ઘણી ખુશહાલીથી બોલી ઉઠી. તેણી હુમાયુનનો હાથ પોતાના આગળ લઇ ગઇ અને આભારની લાગણી સાથે ચુબવા લાગી. 'અરે તમારો કયા શબ્દોમાં ઉપકાર માનું તે હું જાણી શકતી નથી.'

ભોળી ભાળી ગુલશન! તેં જે ભોગો આપયા છે તેનો તને ખયાલ પણ નથી. યુસુફ અને ઝુલીખાંને પણ એક કોરે બેસાડે તેવી તેં પોતાને પુરવાર કરી છે. ખરેખર! જંગલનું ગુલાબ તે ખરેખર તું છે. ગુલાબ મહોબ્બતની એક નીશાન છે, કે જે તારાં નામને તદન બંધબેસ્તી આવે છે. ગુલશન!

## પ્રકરણ ૩૯ મું.

### માદર પેદરને ખુશહાલીનો પેગામ.

ભોળી ગુલશન પેલું માફીપત્ર લઇ 'દીવાને બહીસ્ત' માંથી અતી ખુશહાલીથી બાહેર નીસરી. તેણીના ગયા કેડે તેણીનો ભા ઇ ઉઠયો, મુછમાં હસ્યો અને વીંટી, ચરમપત્ર તથા પેલી કીમતી હીરાઓની કોથળી સભા ળીને એક લોખંડી પેટારામાં મેલી પોતાને હાથે કુંચી દઈ પોતાના ખીસામાં મેલી, અ ને પછી ઘણા ઉંડા વીચારમાં તે બાહેર ની કળયો. થોડે દુર તેણે હાફેઝને ઉભો રહેલો દીઠો. શાહ તેને અજાયબીથી જોવા લાગયો; સબબ, તેને હજી ઘણાં વાર જોતો ઉભો રહે વાની તેણે વકી રાખી નહી હતી.

'તમે અહીં શું કરવા ઉભા છો?' શેહેનશાહે પુછયું.

'જનાબે આલી! તમારા હુકમથી હું ઉભો છું. કાંઇ હુકમ?'

'હા. ખરા, મને યાદ આવી. તમોને મેં થોભાવયા હતા.' હુમાયુને જણાવયું 'ગેસુ દરાઝને જઇ કહો કે તેના છોકરાને માફી બક્ષી છે. આજે હવે તમારી હાજરીની જરૂર નથી, જરૂર પડશે તો તમોને તેડાવી મંગાવીશ.'

હોશંગ આથી અતી ઘણી ખુશહાલીથી શાહને કુરનસ બજાવી પોતાના દોસ્ત ગેસુને આ ખુશહાલી ભરી ખબર આપવા દોડયો.

તે સીધો પોતાના દોસ્ત ગેસુના મકાને ગયો. ગેસુ આ વેળા બે હાથો માં માથું મેલી દલગીરીથી એક ઓરડામાં બેઠો હતો. આ તેનો હમેશનો વપરાતો ઓ રડો નહી હતો! સબબ તેનો તે ઓરડો તે ની પરણેતરે તેની ગેરહાજરીમાં હોશંગને વાપરવા આપી, પોતાનો ઓરડો હોશંગની બેટી હમીદાને વાપરવા સ્વાધીન કીધો હતો, અને પોતે બીજા ઓરડાઓમાં મુકામ કીધો હતો, કે જે બીનાથી હોશંગ યા તેની બેટી તદન બીનમાહીતગાર હતાં.

ગેસુના કુટુંબની આગલી જાહોજલાલી ગુમ થયલી હતી, અને તેની દોલત પણ લગ ભગ તમામ ખલાસ થવા આવી હતી, એ વીશે આપણે આગળ જાણી ચુકયાં છીએ. એ સઘળું તેના બેટા ગીરામીની ચાલને લીધે બનયું હતું.

ગેસુ દલગીરીના દરયાવમાં ડુબેલો ગ્રી ચારવંત ચેહેરે બેઠેલો હતો. પોતાની અરજ શાહે સ્વીકારી નહી અને શાહના માનીતા હો શંગની અરજ પણ નામંજુર કીધી એટ લે હવે ગેસુને મનસે પોતાના બેટાની માફી ની સઘળી આશા ગુમ થયલી હતી.

પણ એકાએક ઓરડામાં હસ્તા ચેહરા સાથે હમીદાબાનુને દાખલ થતાં જોઇ તેણે નજર ઉંચે કીધી, અને દલગીરીના આ સ મયમાં હમીદાને ખુશહાલીથી ભરપુર જોઇ તે અચરત થયો. જેટલો ગેસુ તેટલીજ તેની પરણેતર ઝીબુન્નીસા પણ થઇ.

'અરે! ચાલો! ચાલો! દલગીરી ને ખુશહાલીના દરીઆવમાં ગરક કરો. મારો પેદર તમારા બેટા વીશે શેહેનશાહ તરફથી વધાઇ લાવયો છે. શાહે તમારા બેટાને મા ફી બક્ષી છે.'

આ સાંભળી બંને માદર પેદર અતી ખુશહાલીથી હમીદાની પુઠે ગયાં.

'ખુશહાલી! ખુશહાલી! ગમીનું વાદ ળ વીતી ગયું! ખુશહાલ થાવો!' ગેસુ અ ને ઝીબુન્નીસાને જોઇ હાફેઝ ખુશહાલીથી બો લયો 'અરે ખુશીની તાજી હવા ઓરડામાં ફેલાવવા બારણાં ઉઘાડાંજ રાખો!'

'એ સઘળું તમારાં પગલાંને આભારી છે,' ઝીબુન્નીશા બોલી 'તમો આવયા તે આગમચ આ મકાન ગમીમાં ગીરફતાર થય લું હતું: તમારાં પગલાંથી ખુશહાલીથી છલકા ઇ ગયું છે!'

'અલ્લાહની કરમ બક્ષેશ ન્યારીજ છે! અલ્લાહના શુકરાના કરો!' હાફેઝ બોલયો.

'ચાલો આપણે પેહેલાં નીમાઝ પઢયે અને પછી તમો એ વીશે અમારી આગળ વાત કરજો' ઝીબુન્નીશાએ જણાવયું.

સઘળાં આથી ખરાં અંતકરણથી તે બા રે હકતઆલાની શુકરગુજારી કરવા ગુઠણભ દી એ પડયાં.

આ કામ તમામ થતાંજ હાફેઝે પોતે જે અરજ કીધી હતી તે હુમાયુનશાહે કેવી રીતે નામંજુર કરીને તે માટે ખતરાજી દેખાડી હતી અને તે પળથી માફીની આશા લગભ ગ તેણે તદન છોડી દઇ તે કેટલો નીરાશ થયો હતો, અને તેટલાં પહાડી જંગલમાં જે નાજનીનને તેણે જોઇ હતી તે કેવી રીતે શાહ આગળ ગઇ હતી અને તેની વીદાયગી રી પછી શાહે કેવી રીતે માફીની ખબર તેને

આપી હતી, તે સઘળું વીસ્તારીને હાફેઝે પોતાનાં સાંભળનારાંઓને કહયું.

ગીરામીની ટોળીને હાથ હાફેઝ અને તેની બેટી હમીદા કેવી રીતે સપડાઇ ગયાં હતાં, તે બીનાથી ઝીબુન્નીશા તદન નાવાકેફ હોવાથી તેણીએ પુછયું: 'જંગલની એનાજનીન કોણુ?'

'મારા ઓરડામાં ચાલો! હું તમને સઘળી બીના જણાવીશ' હમીદાએ ઝીબુન્નીશાનો હાથ પકડી લઇ જતાં કહયું.

માં જઇ પુગતાંજ ઝીબુન્નીશાને બે સાડી હમીદા તેણીના બંને હાથો પોતાના હાથમાં પકડી અને તેણીના દલગીર ચેહેરાપર નજર નાખી જેટલી બની તેટલી નાજુકાઇથી અને માદરનું મન ઝાઝું નહી દુખાય એવી રીતે પોતે કેવી રીતે ગીરામીની ટોળીના સપાટામાં સપડાઇ ગયાં હતાં અને તે આગમચ પેલી જંગલની નાજનીને કેવી રીતે ચેતવણી આપી હતી, અને છેલ્લાં આખરે તેમનો છુટકો ગીરામીએ કેવી રીતે કીધો હતો તથા તેમની સાથે કેવો ગ્રહસ્થ રીતે વરતયો હતો, તથા તેણે પોતાનો દુ:ખી અહવાલ કેવી દલગીરીથી કહયો હતો તે સઘળું વીસ્તારીને કહી સંભળાવયું.

જેમ જેમ હમીદા અહવાલ ચાલુ કરતી ગઇ તેમ તેમ ઝીબુન્નીશા ઘડીકમાં ખુશહાલીથી હસ્તી અને ઘડીકમાં દલગીરીથી આંસુઓ ખેરવતી હતી, જે વીશે જણાવવાની કશી જરૂર નથી.

તે દીવસથી ઝીબુન્નીશા સાથે હમીદાને ખુબ પ્રીતી બાઝી ગઈ, ઝીબુન્નીશા તેણીને ખુશીનો ફરેસ્તો ધારવા લાગી. બીજા હાથ પર હમીદાબાનુ પણ ઝીબુન્નીશા તરફ હદ બાહેર પ્યાર દેખાડવા લાગી. જયારે બે હઈયાં સરખે સરખાં મળે છે ત્યારે એ મજ બને છે.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### નવી હાડમારી.

જયારે હમીદા પેલી ધરમશાળામાં પોતા અને પેદરપર વીતેલી કહાણી ગીરામીની માદરને જણાવતી હતી, તયારે ગેસુદરાઝ અને તેનો અસલી દોસ્ત હાફેઝ ઝાડોની ઘટાની નીચે રસ્તાપર હીંદ સર જમીનની ભવીષની સરજત વીશે વાદવીવાદ કરતા હતા. બંનેની ખાતરી તો હતી કે ઘણું તો એકાદ માસમાં હુમાયુનનું કીસમત જણાઇ જવાનું હતું. તેમને શાહના સીપેહસાલાર ખાનખાનાન બયરામખાંની અકલ હોશીયારી તથા હીમત વીશે મુદલ શક નહી હતો.

આ બંને દોસ્તોને તરંગના ઘોડા દોડાવતા છોડી દઈ હવે આપણી ચશમનો અસ્પ પાછો ગીરામી નજદીક લઇ જઇએ.

પેલી ગુફામાં ગીરામીને એકલો મુકી ગુલશનને છોડી જતાં આપણે જોઇ ગયા છીએ, તયાર પછી ગીરામીનું શું થયું, તે જાણવાની આપણને કુદરતી રીતે તલબ હોવી જોઇએ.

હીમતવાન પણ તેજ વેળા અતી ભોળી ગુલશનના જતા ઓળા તરફ તેણે થોડોક વખત સુધી જોયા કીધું. તે નજરથી જયારે તદન અલોપ થઇ, તયારે તેણે પોતાની નજર પાછી બળતા તરફ ફેરવી. જંગલ તથા ટેકરીઓ હજી બળતી હતી; ધુંવાના ગોટેગોટા નીકળતા હતા; ગરમી અતીશય વધી ગઈ હતી; જાનવરો તથા વગડાનાં પશુ પંખીઓ ચીચયારી પાડતાં સંભળાતાં હતાં અને તેમાં પાણીના રોહનો અવાજ ઉમેરાતો હતો.

ખરેખર! તે વખતના દેખાવ કાંઇ ઓર તરેહનો થયો હતો! ગીરામીએ ગુલશનને નાસભાગ વખતે કહયું હતું તેમ માણસ પોતાની હઇયાતીમાં આવો દેખાવ જવલેજ જોઇ શકે!

હડહડતા દુશમનના મેહેલો તમામ સામાન તથા રેહેવાસીઓ સાથે બાળી તારાજ કરવામાં મજાક લેનાર શાહો, સુલતાનો અને હાકેમો વટીક આખરે કંટાળી બીજી તરફ નજર ફેરવતા. તેમજ ગીરામીના બાબમાં બનયું. કુદરતી લીલાનો આ બહાદુર શોખીન આખરે આ ફના થતી બલીહારીથી ધરાઇ ગયો હતો, તે પાછો પોતાની ગુફામાં ફરયો, અને પેલાં બીછાણાંપર પડી કલપીત ખયાલો કરવા લાગયો. તે શાના ખયાલો હતા? શું ખુબસુરત હમીદા વીશે હતા? યા ભોલી ગુલશન માટે હતા? જે હોય તે, લેકીન તે આખરે ઉંઘને તાબે થયો, તે એટલી બધી તો ઉંઘમાં પડયો કે બાહેર જે બળીને ખાક થતું હતું તથા તેથી જે જબરો ઉકળાટ થ

તો હતો, તેથી તેની ઉંઘમાં જરાએ ખલલ થયલી દીસી નહી.

પરોઢયું ફાટવાની સેજ અગાડી તેની આંખયો ઉઘડી ગઇ, અને તેણે ગુફાવાળી ટેકરીના છેક ભીતરના ભાગમાંથી કાંઇ ખોદ કામ થવાનો આવાજ સાંભળયો, છેક નીચે થી કોઇ કોરીને રસ્તો કરવા માંગતો હોય, તેમ તેને જણાયું.

એ કોણ હશે? દુશમન સેવાય એ કામ બીજો કોણ કરે? શું તેની છુપાવાની જગયા લશકરીઓને માલમ પડી હતી, અને તેઓ ગુપચુપ ખોદકામ કરી મારગ ખોળી કાઢતા હતા?

ગીરામીની મજબુત ખાતરી થઇ કે તેમજ હોવું જોઇએ: આગ લગાડયાથી નહી વળયાથી આ નવો ઉપાય લશકરે કામે લગાડે લો હોવો જોઇએ. સામેથી આવતા દુશમનને તે હંફાવી શકે: તેથી નીચેથી હુમલો લાવવા ઉપાય અજમાવવામાં આવતો હતો, એવી અટકળ કરી તે ઉઠયો, પોતાની પાસેનાં હથયારો બરાબર ગોઠવયાં. ત્યાર પછી જમીનપર સુઇ જઇ કાન ભોંય સાથે અથડાવી તે ઘણા ધયાનથી સાંભળવા લાગયો.

તેના અનુભવી કાનોએ ખુલ્લું સાંભળયું કે કોઇ ખરેખર ઉતારો લીધેલી તેની ગુફામાં આવવા ધીમેથી પણ સાબુત ખોદકામ કરતું હતું. જેમ જેમ વખત વહેતો ગયો, તેમ તેમ આવાજ વધુ ખોખરો થતો આલ્યો: તે પરથી તેની ખાતરી થઇ કે થોડાજ કલાકમાં પેલો હરીફ ગુફામાં દાખલ થઇ શકશે.

સહવાર પડતાં પેલા ખોદકામનો આવાજ બંધ પડયો. ખોદનાર થોડા વખતનો વીશ્રામો લેતો હોવો જોઇએ, પણ તેમજ હોય તો એટલા વખતમાં તેના બીજા એકાદ સોબતીએ શા માટે એ કામ ચાલુ નહી રાખયું? ગીરામીને તેની કશી સમજ પડી નહી.

જે ભેદ વીશે સમજ નહી પડે તે ભવીશયપર રાખી મેલનારા ફીલસુફોની પેઠે તેણે તેની કનવાર કીધી નહી. સીધીભાઇ ાદ દેખો—આપસે નજર આયેંગે!

પાંચ છ દીવસ સુધી તો ભુખમરાની ીી ચીંતા ગીરામીને હતી નહી: સબબ ખોરાક ાણી એટલા સમય માટે ગુફામાં પુરતું હતું. ા માટે તે નીરાંત હતો.

બીજું તો ગુલશન અને હાફેઝે આપેલી કબુલાતોથી તેની આશાનું કીરણ ઝળકતું હતું. અહીં કહેવું જોઇએ કે ગુલશનની આશાપર તેને ઝાઝો ભરૂસો નહીં હતો, જોકે તેને છોડી જવાની થોડુંકજ આગમચ તેણીએ પોતાના ખાનદાન વીશે ઇસારો કીધો હતો.

વળી મરદનું હઇયું ઘણીક વખત અપકારી હોય છે. ખચીત! તે ઘડીએ ગુલશન કરતાં હાફેઝની હાથની મેહેરબાનીતે પસંદ કરતો હતો. હમીદાનો પીતા શું હાફેઝ નહી હતો? વળી આ બંને મરદોની લાગણી કાંઇ ઓર નહી જણાયલાં કારણે એક બીજા તરફ ઢળેલી હતી. હાફેઝ તરફ એટલી બધી મહોબત શા માટે દોડતી હતી, તેનું કારણ ગીરામી સમજી શકયો નહીં. ફીલસુફની પેઠે આવી નજીવી બીના વીશે જુસતેજુ કરવાનું તેણે માંડી વાળયું અને પોતાના જીવની સલામતી સારૂં તેણે પાછા કાન ભોંયપર અથડાવ્યા.

ખાણ ખોદનારે પાછું પોતાનું કામ ચાલુ કીધું હતું. જો તેના દુશમનો આ નવે રસ્તે દાખલ થાય અને બીજાઓ આગલો રસ્તો ઘેરે તો છટકવાની મુદ્દલ આશા નહીં હતી. દુશમનો આ પ્રમાણે હુમલો કરે તે આગમચ છટકી જવાનો કાંઇ બીજો મારગ તેણે શોધવો જોઇએ.

જે રસ્તે ગુલશન ગઇ હતી તે મારગ હજી સળગયા વગર ખાલી હતો યા કેમ, તે જોવા તેણે ડોક ગુફામાંથી બાહેર કાઢી કે તેજ પળે તેનાથી છ તસુ દુર બંદુકના આવાજ સાથે એક ગોળી ખડક સાથે અથડી ફેલાઇ જતી જોઇ.

આવાજ ઉપરથી આવયો હતો તેથી તેણે ઉપર નજર કીધી તો એક ઉભા ખડકની ટોંચપર ત્રણ લશકરીઓને બંદુક તથા તીરકામઠાં સાથે ઉભેલા દીઠા; તેમનાં માથાંપરજ જીણો ધુંવો ફેલાઇ રહયો હતો, તે પરથી તેની ખાતરી થઇ કે બંદુકનો બાર તેઓએજ કીધો હતો.

આ દલેર લુટારૂ ત્યારે આખરે લશકરને માલમ પડયો હતો.

---

## પ્રકરણ ૪૧ મું.

### બંદુકબાજીની રમત.

પણ તેઓએ જે છેડતી શોધી હતી, તે સાંખી જાય એ કીસમનો આદમી ગીરામી નહી હતો.

તેણે પોતાની બંદુક હાથમાં લીધી અને ચકમકથી સલગાવીને જે લશકરી પાછો પોતાની બંદુક ફોડવા જતો હતો તેનીપર તાંકી ફોડી. ત્રણમાંનો પેલો લશકરી તરતજ બંને હાથો પોહોળા કરી નીચે ખીણમાં ગુમ થતો જણાયો. તેનું માથું નીચે અને પગો ઉપર.

એકાએક લશકરીઓએ પોકાર કીધો. તેઓ જેને શોધતા હતા તે કીરધી આખરે તેમને હાથ લાગયો હતો.

ગીરામી તરતજ ગુફામાં ભરાઇ ગયો, અને બંદુકનો ઘોડો પાછો ચઢાવી તથા દારૂગોળો ભરી પાછો પેલાં બાકોરાં આગળ આવયો અને ઉંચે જોયું. પણ ખડકપરના પેલા બીજા બે લશકરીઓ તેની નજરે પડયા નહી. એક બે પથરો ગુફાના મથાલાં પરથી પાસેની ખીણમાં ગબડી પડવાના અવાજથી તે ચેતી ગયો, કે લશકરીઓ ગુફાનાં મથાલાં ઉપર હતા.

પેલા ખોદનારે તો હજી પોતાનું કામ ચાલુજ રાખયું હતું. આ પરથી ખુલુ જણાતું હતું કે હવે જયારે તેની છુપાવાની જગયા જણાઇ હતી, ત્યારે સઘળી બાજુથી તેને ઘેરી લેવાના ઉપાયો લેવામાં આવયા હતા.

ગીરામીએ પાછાં પોતાની પાસેનાં હથયારો બરાબર તપાસ્યાં અને જરૂરની વખતે ઝડપમાં હાથમાં આવે તેમ ગોઠવયાં.

આસરે અરધા કલાકની આતુર નજર પછી તેની નજરે જે નાના બાકોરામાંથી અજવાળું આવતું હતું તયાં ઉપરથી એક દોરડું ખેંચાઇ નીચે જતું જણાયું. ખચીત કોઇ તે વાટે ઉપરથી નીચે ઉતરતું હોવું જોઇએ. એક આકાર હવે બાકોરાં અને સુર્યની રોશની વચેથી નીચે પસાર થતો જણાયો. તે એક આદમીનો આકાર હતો, જેણે લોખંડી બખતર માથાંથી પગ તુલીક પહેરેલું હતું કે જેથી બંદુકની ગોળી તેના શરીરપર કશી અસર કરે નહી.

નીચેને મારગેથી ગુફામાં દાખલ થવાનું અશકય જોઇ લશકરીઓએ આ પ્રમાણેનો ઇલાજ શોધી કાઢયો હતો: અને જે શખસ ગીરામીને જીવતો યા મુએલો લઇ આવે તેને સોનાની સો મોહોરનું ઇનામ આપવા જાહેર કીધું હતું.

પણ હજી તો પેલો લશકરી દોરડું છોડી દઇ ખડકપર પગ મેલે તે આગમજ ગુફામાં મોટો આવાજ સાથે ધુંવો થયો.

ગીરામીની બંદુકની ટોટીએ પેલી દોરડીને બે ભાગમાં તોડી નાખી હતી અને બંને છેડા છુટા થવાથી નીચે લટકતો આદમી ભયંકર ખીણમાં ગુમ થઇ ગયો હતો.

એવી બીજી ત્રણ કોશેશો લશકરીઓએ કીધી, અને ત્રણેના હાલ આગલાનીજ પેઠે થયા. લશકરીઓ નાચાર થયા. પોતાના બહાદુર સોબતીઓને આ રીતે કમોતે મારયા ગયલા જોઇ એવો યતન કરવા વીચાર તેઓએ માંડી વાલ્યો. બંદુકબાજીની ગીરામીની રમત તેઓએ પુરેપુરી જોઇ લીધી હતી. ગીરામીની સાબુત નેમથી તેઓ તદન ધરાઇ ગયા હતા. સબબ તયાર પછી એવો યતન પાછો ગીરામીના જોવામાં આવયો નહી.

સઘળે પાછી ચુપકીદી પંથરાઇ ગઇ, ફકત પેલા ખોદનારના ખોદકામનો આવાજ હવે વધુ અને વધુ પ્રગટ સંભળાતો હતો. ખોદનાર ગુફાની ઘણી નજદીક આવી પુગયો હતો.

## પ્રકરણ ૪૨ મું.

### ભેદી ખોદનાર.

ઘણી શંકાથી ગીરામી રાતની વાટ જોતો બેઠો, રાત્રીએ બે બાજુથી તેનીપર હલ્લો થવાની તે આશા રાખતો હતો. અંધારાનો લાભ લઇ લશકરીઓ પેલાં દોરડાં માટે ઉતરવાની યોજના પાછી અમલમાં મેલી ગુફામાં દાખલ થવાના મારગે તેની સામે ઉભા રહે અને તેજ વેળાએ નીચેથી ખોદાતા મારગ વાટે બીજા દુશમનો આવી ઘેરી લે. બેશક ! જોખમ જબરો હતો. હતી મુદલ આશા નહી હતી.

આ પ્રમાણે મામલો હતો. તેટલાં રામીને એક યોજના સુઝી.

થતાં ખોદકામ વાટેજ તે બાહેર નીકળી જાય તો કેમ? તેના અનુભવી કાનોથી ખાતરી થઇ કે તે ખોદનાર ફકત એકજ હતો. અને હવે તેની અને પોતાની વચે ઘણુંજ પાતળું પથરનું પડ રહેલું હતું.

ઘણા માણસોની સામે જવા કરતાં એકજ જણની સામે જવાથી ફતેહ મલવાનો સંભવ ઘણો હતો. માણસ જયારે પોતાનો જીવ કમોતે જતો જોય છે ત્યારે હરેક બાજી જતી મેલતો નથી.

ગીરામીએ તરતજ ઠરાવ કીધો. વળી તેને ઘણું અજબ એ લાગયું કે આ ખોદનાર કાંઇ હથયારથી ખોદકામ કરતો જણાતો નહીં હતો, પણ ઓખવી ઓખવીને બાકોરૂં પાડતો હતો.

આવાજ વધુ અને વધુ નજદીકમાં આવતો હતો. ગીરામીએ વળી પાછા પોતાના કાનો તે તરફ મેલયા; આ વેળા ઘણીજ આતુરતાથીજ આ વાતનું અવલોકન કરવા લાગયો.

આખરે તેની આંખો ખુશાલીથી ચળકતી દીસી. તેના હોઠોપર હસવું પ્રગટી નીકલયું. નીરાશાએ આશાની જગયા તેના દીલમાં લીધી હતી.

ત્યારે આ ભેદી ખોદનાર કોણ હતો?

તે પાછો ગુફામાં દાખલ થવાના બાકોરાંરૂપી મારગ આગળ ગયો અને આસપાસ ઉપર નીચે તેણે નજર નાખી. પણ કોઇ નહી હોવાની ખાતરી થયાથી તે પાછો ગુફામાં વળયો અને બડબડયો. 'યા અલ્લાહ! ફકત અરધો કલાક મને આપ, અને આ ઘડીએ મારી માફી માટે નસીરૂદ્દીન પાસે જે અરજ થતી હતી તેની મને કશી જરૂર રહેશે નહીં.'

સરવ થાંત હતું. રાતનો પેગામચી અતયાર આગમચ હાજરી આપી ચુકયો હતો અને તે છતાં લશકરીઓનો હાલચાલનો કશો ખખડાટ જણાવો નહી હતો. તે પરથી ખુલ્લું જણાતું હતું કે ગીરામીને ભુખથી મારી નાખવાનો ઉપાય હવે તેઓ અજમાવવા ઇચછતા હતા.

પેલા અથંગ ભેદી ખોદનારે પોતાનું કામ ચાલુજ રાખયું હતું: તેની સામેની બાજુથી ગીરામીએ પણ ભાલાથી ભાંજફોડ ચાલુ કીધી: તેથી ખુલું હતું કે આ દલેર પોતાના હમનબરદને સામો મલવા જવા ઇચછતો હતો.

ઘોર અંધારી રાતની ચુપ થાંતીમાં ખડખડ ખડખડના આવાજ સીવાય કશું સંભળાતું નહી હતું.

આસરે વીશ મીનીટના અરસામાં બાકોરૂં પડયું. ગીરામીએ અટકલ કીધી હતી, તેમજ તેણે પોતાના રાક્ષસી હમનબરદનું મોટું માથું દીઠું.

આ રાક્ષસી જાનવર ઘણી મુશકેલીએ શ્વાસ લેતું હતું; તેનો આવાજ ધીમા ગડગડાટને મળતો આવતો હતો. આ આવાજ ગીરામીને તદન જાણીતો હતો. આ આવાજની ઓળખ થતાંજ તેણે નાસી જવાની બાજી રચી હતી અને તેથીજ તેણે પોતે પણ ખોદકામ શરૂ કીધું હતું.

આ રાક્ષસી જાનવર કોઇજ નહી પણ જંગલનું સઉથી મોટું રીંછ હતું. ગીરામીએ અટકળ કીધી કે રીંછની ભરાઇ બેસવાની જગયા સાથે આ નવો કહાડેલો મારગ જોડાયલો હોવો જોઇએ, કે જે જગયાપર નજર રાખવા લશકરીઓને ખયાલ પણ નહી હશે.

આથી જ્યારે નવાં આ બાકોરાંમાંથી તેણે રીંછનું માથું દીઠું ત્યારે તે મુછમાં હસી બડબડયો: 'આહા! હું તને બરાબર પીછાણું છું! શું મેં પેલે દહાડે તને કહયું નહી હતું? કોઇ દીવસ આપણે હાથોહાથ લડીશું? આગને જોવા જ્યારે હું ઝાડપર ચઢતો હતો ત્યારે ઉપરથી ઘોંઘાટ કરી ગુલશનને બીહવાડનાર તુંજ હતો, ખરૂ? અને હવે ખુશી યા નાખુશીથી અહીંથી પસાર થવા તારે મને જગયા કરી આપવીજ જોઇશે. ચાલ! ખસી જા!' એટલું બોલી તેણે ખંજરની તીણી અણી રીંછના મસ્તકમાં ભોકી.

લોહીની ધાર વહેવા લાગી અને આ જંગલી વીકાળ જાનવર દુખતું મારયું બરાડા મારવા લાગયું. તે પોતે કોરેલી જગયામાં પાછું ફરયું.

સાપ જેટલી ઝડપથી ગીરામી તેની પુઠે ગયો. આખરે રીંછની ભરાઇ બેસવાની જગયાથી ચાર પગલાં દુર જઇ લાગયો, રીંછે આડું ઉભું રહી મારગમાં હરકત કીધી હતી.

'ભલે! ભલે! મેં તુંને કહયુંની કે આપણ બંનેમાંથી એક જણ જીવતું બાહેર નીકલીશું?' ગીરામી બોલયો 'હવે કોણ નસીબવંતો છે તે આપણે જોઇશું!'

ગીરામીના બોલવાની મતલબ જાણે સમજયું હોય તેમ રીંછે મોટી બરાડ મારી.

ત્યાર પછી એક પલની ખામોશી કે જે વખતે બંને હરીફો એક બીજા સામું તેજી આંખયોથી જોતા હતા. રીંછની આંખયો બળતા અંગારની માફક ચલકતી હતી.

થોડી પલ સુધી બંને જણાએ એક બીજાને જોયાજ કીધું, કોઇ આગળ વધયું નહી. બનને સામેવાળાને પોતાપર હલ્લો લઇ આવવાની રાહ જોતા હતા.

આખરે આદમી પેહેલાં થાકયો, એકાદ છુટા પડેલા પથર માટે ગીરામીએ નજર દોડાવી. તેના પગ નીચેજ એ હતો તેણે ઝડપમાં ઉંચકી લઇ અતી ઘણા જોર સાથે અંધારાંમાં રોશનીની પેઠે દીસ્તી રીંછની આંખયોપર નેમ તાંકી મારયો. મોટા ધબકારા સાથે આ પથર એ લોખંડી જાનવરના તાલકાંને જઇ અથડયો. રીંછ ઘુંટણીએ પડયું અને એકાદ પલ સુધી તેણે પાંપણ અરધ બંધ કીધાં, પણ ઝડપથી પાછી આંખયો ઉઘાડી અતી ઘણા ઝનુનથી ગીરામીપર હલ્લો કરવા તે ધસ્યું.

'આહ! આખરે તેં ઠરાવ કીધો ખરો!' ગીરામી તેની સામો જતાં બોલયો 'ચાલ! આપણે બગલગીરી કરયે!'

ખરેખર! આ ઘણી ભયભીત બગલગીરી હતી! ચુમી આફતકારક હતી! રીંછના પંજા ગીરામીના ખભાને કચડી નાખતા હતા; લેકીન તેના બદલામાં આ ઝનુની પ્રાણી પોતાના હઇયામાં ગીરામીના ઝેરી ફાની ખંજરનો સ્વાદ વધુ અને વધુ ચાખતું હતું.

તે નાની ગુફામાં આદમ અને જાનવર એક બીજાને બગલગીરી કરતા આળોટતા હતા, અને રીંછનું લોહી જમીનને લાલ પાણીથી તર કરતું હતું.

તેમને કુસ્તી રમતા છોડી આપણે ગુલશન તરફ નજર દોડાવયે.

---

## પ્રકરણ ૪૩ મું.

---

### ગુલશનની શોધખોળ.

પોતાના ભાઇ હુમાયુનશાહ પાસેથી અતી મોઘા દામે ગીરામીનું માફીપત્ર મેળવી ભોળી ગુલશન કબુતર જેવાં નીરમલ હઇયે અતી ખુશહાલીથી પેલી ટેકરીઓ આગળ આવી લાગી.

ધરમશાળાથી પા કોશ દુર લશકરની એક ટુકડી ચોકી પોહરો રાખતી તેની નજરે પડી. આ વેળાએ ગુલશને તેમનાથી દુર નાહસ્વાને બદલે હીમતથી સામી તેમની આગળ ગઇ.

'માશાલ્લાહ! પેલાં મેઢાં સાથની ખુબસુરત નાજનીન અહીંજ આવે છે!' તેઓમાંના કેટલાકો બોલ્યા.

ગુલશન પાધરી તેમના સરદાર આગળ ગઇ.

'જનાબ! આ બાદશાહી ફરમાન વાંચો!' તેણીએ પેલો રૂકકો સરદારની આંખયો હજુર ધરી કહયું.

લુટારૂ ગીરામીને હેરાન નહી કરવાનું તે બાદશાહી ફરમાન હતું.

'સયતાન!' સરદાર દાંત કચકચાવી બોલ્યો 'સાત આઠ મંજલ જેટલાં જંગલ બાળવાની મેહેનત બરબાદ ગઇ અને વળી સાથે ચાર બહાદુરોના જીવ ગયા તે જુદા. પણ સબર!' તેણે પાછું પેલુ ફરમાન ચીપી ચીપીને વાંચયુ અને બાદશાહી મોહોરની પુર ખાતરી કીધા પછી તેણે ગુલશનને કહયું: 'અલબતાં! હમણા એ ફીરધી જયાં છે ત્યાં તું લઈ જશે.'

ગુલશનને તે એક જંગલની ગામડયન સમજયો હતો.

'ઘણી ખુશી સાથે.' ગુલશને ઉતર વાલ્યો.

'ત્યારે તો અબઘડી આ સીધો રસ્તો!'

ગુલશન જવા લાગી.

'લેકીન સબર! હું તને સલાહ આપું છું.' સરદાર મોટેથી બોલયો 'તું થા સબ

ખસર આવી છે અને તારા હાથમાં જે ફર માન છે, તેની વીગતથી પહેલાં એ દલેર ફીરશીને વાકેફ કરજે, નહીતર જે પ્રમાણે મારા લશકરીઓના હાલ કીધા તે પ્રમાણે એ તારા પણ કરશે.'

'ભલા! ભલા! બીહવાનું કશું કારણ નથી.' ગુલશને હસી ઉતર વાલયો 'એ મને પીછાણે છે.'

'અલ્લાહ અકબર! અય ખુબસુરત લડકી! એવી મગરૂરી લેયા અગાઉ બે ઘડી વીચાર કર.!'

ગુલશન ત્યાંથી નીકળી ચાલી. જંગલના બળવાથી તમામ જમીન કાળી થઇ હતી છતાં તેણીને રસ્તો માલમ હતો. પેલા ધોધની તળેટી ઠુલીક તે જઇ લાગી. આ ઠેકાણે તેણીનો મેંઢો બીહીને પાછો ફરયો.

ગુલશન નજદીક ગઇ. અંધારામાં જોઇ શકવાનો તેણીને માહવરો હતો: તેથી તેણીએ જોયું કે એક આદમની લાસ તયાં પડેલી હતી. ખડકપરથી જે લશકરી ગીરામીની બંદુકનો ભોગ થઇ પહેલો પડયો હતો તેની એ લાશ હતી.

ગુલશન જમણી બાજુએ ખસી, તો ત્યાં પડેલી એક બીજી લાશ સાથે ઠોકર ખાતી સહેજમાં બચી. તે આગળ વધી તો વળી ત્રીજી લાસ તેણીની નજરે પડી.

મરેલાઓ કાંઇ વાત કરતા નથી; લેકીન એ ત્રણેના ચેહેરા પર મોતનો જે છાપ પડેલો હતો તે પરથી ખુલું જણાતું હતું કે ખેંચતાણ જબરી થયલી હતી.

'એમની સાથની ઝુમબેસમાં ગીરામીનું શુ થયું હશે?' તેણીએ મનસે સવાલ પુછયો.

મોટેથી હાંક મારી ગીરામી કયાં હતો તે તેને પુછવા તેણીનું મન થયું, પણ ધોધના અતી મોટા આવાજથી તેણીનો નબળો સાદ ઢંકાઇ જાય એવી તેણીની ખાતરી થઇ.

ગુફામાં જવા સીવાય બીજો કસો એલાજ નહી હતો. ગુફામાં દાખેલ થવાના બાકોરાં આગળ આવી કે તેણીની છાતી ઠડકઠક થવા લાગી. તેણીએ છાતી પર હાથ મુકયો.

'ગીરામી! ગીરામી! તેણીએ ગુફામાં ઉંડા કરી બુમો પાડી; પણ તેણીના અતી ગરાટ વચે કશો ઉતર પાછો વળયો નહી.

તેણીએ વધારે મોટેથી બુમો પાડી, લેકીન ગીરામીએ યા કોઇએ ગુફામાંથી કશો ઉતર વાળયો નહી: તેથી ઉલટું લોહીનો અતી ખરાબ વાસ અંદરથી આવતો તેણીને જણાયો.

પોતાના બોલવાના પડઘા સેવાય બીજો કશો આવાજ નહી સાંભળી તેણી ગુફામાં દાખેલ થઇ; અને જે ઠેકાણે બતી મેલી હતી ત્યાં તંતોસ્તી ગઇ. ચકમકની મદદથી તેણીએ બતી રોશન કીધી.

બતી લઇ સેજ આગળ વધતાં એક બીજું તદન નવું બાકોરૂં તેણીની નજરે પડયું, જેમાંથી અજબ જેવો ભયભીત આવાજ તથા અતી ખરાબ વાસ આવતો હતો.

આ નવાં જણાયલાં બાકોરાં આગળ તેણીએ બતી ધરી, પણ તે તરતજ બુઝાઇ ગઇ.

---

## પ્રકરણ ૪૪ મું.

### ગુલશનની નીરાશી.

બતી બુજાઇ જવાથી ગુફામાં તદન અંધાર અંધારૂં થઇ રહયું, પણ તેથી હામત નહી હારતાં બહાદુર ગુલશને ચકમકથી તે પાછું સળગાવયું, અને પવન તરફ પોતાના હાથથી ઓઠો કરી પેલા નવા પાડેલા મારગમાં દાખેલ થઇ.

આ વેળા મેંઢો તેણીની સાથે આવયો નહી, પણ ધ્રુજતો અને બરાડતો પહેલા ગુફામાંજ ઉભો રહયો.

નવાં પાડેલાં બાકોરાં આગળ ધુળ તથા પથરાનો ઢગ જોઇ તેની ખાતરી થઇ કે આ મારગ તદન નવોજ કાઢવામાં આવયો હતો, આ નવા મારગમાં તંતોસ્તી તે જવા લાગી, તદન ભીની જગયા પર તેણીનો પગ લપસ્યો.

બતી જમીન નજદીક લઇ ગઇ તો તે માહીથી તર થયલી તેણીને માલમ પડી. તેણીના હાથમાંથી બતી લગભગ પડી જતી હતી, પણ સઘળી હીમત એકઠી કરી બતી તેણીએ માથાં આગળ ધરી કે નવા મારગવાળી આ બીજી ગુફાને બરાબર તપાસે.

એક ખુણામાં કાળા ભમર બાળવાલો મોટો ઢગ પડેલા તેણીની નજરે પડયો: તેજ વેળા અતી ખરાબ વાસ પણ વધુ આવવા લાગયો. ત્યારે આ વાસથી મોઇઝ મેંઢો બીધો હતો.

ગુલશન પેલા કાળા ઢગની નજદીક ગઇ. તે આકાર હાલતો જણાયો નહીં. વધારે નજદીક જતાં તેણીએ પેલાં પહાડી મોટાં રીંછને તરતજ પીછાણ્યું. બતી નીચે કરી જોયું તો તેણીની ખાતરી થઇ કે જંગલનું એ વીકાળ જાનવર મોતને વશ થયલું હતું. છાતીમાંથી લોહી હજી વહેતું હતું.

ગુલશને હીમતથી એ જાનવરને હાથ લગાડી તપાસ ચલાવી. શરીર હજી સેજસાજ ગરમ હતું. તેણીની ખાતરી થઇ કે જખમી થવાનો બનાવ એક કલાકની આગમચ બનેલો નહી હોવો જોઇએ.

મરણ પામેલાં આ રીંછના પંજામાં ગીરામીના પોશાકનો થોડોક ફાટેલો ભાગ પકડેલો તેણીના જોવામાં આવયો: આ પરથી ખુલ્લું જણાયું કે આ જાનવરે ગીરામી સાથે બાથમબાથ કીધી હતી. ગુલશનને સઘળું હવે ખુલું જણાયું.

ગીરામી પર હુમલો કરવામાં આવયો અને તેણે પોતાના બચાવમાં પેલા ત્રણ લશકરીઓને પણ મારી નાખયા. તયાર પછી છટકી જવા તેણે આ નવો મારગ કાઢેલો હોવો જોઇએ; જેમ કરતાં તેને રીંછ સાથે હાથોહાથ લડાઇ થયલી હોવી જોઇએ. ગુલશનની ઉપર મુજબ અટકળ હતી.

તેણી પેલી નવી ગુફામાંથી બાહેર નીસરી, તો તે ટેકરીની બીજી બાજુએ આવેલી તે જણાઇ. આ ગુફામાં રીંછે પોતાનું મુકામ હમેશનું રાખયું હતું.

પણ ગીરામી ! તે કયાં હતો ? ગુલશને શોધખોળ ચાલુ રાખી, પણ ગીરામીનો કશો પતો મળેલો નહી જોઇ પોતાની માનીતી ગુફામાં પાછી ફરી. તેણીએ તે રાત તયાંજ ગુજારી. તે રાતના પણ આગળ સળગાવેલું જંગલ કેટલેક ઠેકાણેથી સળગવું જારીજ રહેલું હતું.

---

## પ્રકરણ ૪૫ મું.

---

### પ્યારની બે હરીફો.

બીજે દીને સહવારના એક જવાન છોડી પોતાનો ચેહેરો જાડા ઘુંઘટથી તદન છુપાવી ગેસુદરાઝના મકાનના ચોગાનમાં દાખેલ થઇ અને તે મકાનનું બારણું ઠોકીને હમીદાબાનુને મળવા માગયું.

આગળે દીને તેણીનો પેદર ગીરામીની માફીની જે ખુશબખત ખબર લઇ આવયો હતો; તેની અસર હજી હમીદાના દીલમાંથી ગુમ થઇ નહી હતી.

હવે જયારે હઇયું ખુશહાલ અને નીરદોશ હોય છે તયારે ચેહેરો ખુશબખતીમાં ગીરફતાર થયલાં એકાદ મકાનની રોશનીવાળી બારીઓ મીસાલ ખીલી રહેલો હોય છે, પાપી હઇયું તેથી ઉલટુંજ દેખાડે છે. તારી મતલબ સાધવા તું પારકાં વીશે ઉંધું ચતું કહી સંભળાવ, અને જો કે આખરે તેનો નતીજો તને કેવો મળે છે. હઇયું સાફ રાખ, અને તારે આંગણે સરવ સ્વચછ જણાશે.

હમીદાને ખુશહાલીના પુર બહારમાં જોઇ ગુલશન ખુશ દેખાઇ, પણ ખુશહાલીને લીધે હમીદાનો ચેહેરો અગાઉ કરતાં પણ વધુ ખુબસુરત થયલો જોઇ ગુલશને એક ધીમો નીસાસો નાખયો.

આ નીસાસો જો કે તદન નરમ હતો, છતાં હમીદાએ તે સાંભળયો, તેણીએ ધારયું કે જંગલની આ રહેવાસણ કાંઇ મદદ માનવા આવેલી હતી.

'તમે મને મલવા માગો છો?' તેણીએ પુછયું.

'હા!' ગુલશન બડબડી, હમીદા તેણીને પીછાણી થકી નહીં. 'તયારે નજદીક આવ અને કેવી રીતે હું તને મદદ કરી શકું તે જણાવ.'

ગુલશને ડોકી હીલાવીને કહયું: 'બાનુ! હું કાંઇ માગવા આવી નથી, પણ ઉલટું તમોને મદદ કરવા આવી છું.'

'મને મદદ કરવા?' હમીદા અજાયબીથી બોલી.

'હા! તમો અચરત થાવો છો? તમારા જેવા દરજજાની બાનુને મારા જેવી મીસ્કીન કેવી રીતે મદદ કરે એમ તમે ધારો છો? ખરેખર! વલી તમે ખુબસુરત હોવાથી ગીરામી શા માટે તમોને નહી ચાહે!'

હમીદા શરમથી લાલ બની, પણ તેણીએ ઉત્તર વાલયો નહી.

'પણ એ બીના પડતી મેલો. કહું મારા સરખી મીસ્કીન તમો જેને અતી [illegible]રૂં ગણો છો તે તમારા હાથમાં મેલવા આવી છે. ગીરામીની માફી વીશે બોલું છું

'લેકીન, હું તો ધારતી હતી કે એ માફીપત્ર ગીરામીને અત્યાર આગમચ એની છુપાવાની જગયે પુગાડેલું હોવું જોઇએ.'

ગીરામીને જે ઠેકાણે હું મુકી ગઇ તે ઠેકાણે હમણા ગીરામી નથી.' ગુલશને ગમગીનીથી કહયું 'હમણા ગીરામી કયાં છે તે હું જાણતી નથી.'

'યા અલ્લાહ! છોકરી! એ તું શું બોલે છે?' હમીદા થરથર કાંપતી ઉજળી પુની જેવી થઈ બોલી, 'તારૂં નામ શું?'

'હું ફકત એટલુંજ જાણું છું કે તે જોખમની બાહેર છે.' ગુલશને કહયું.

'આહ!' હમીદાના ચહેરા પર ખુશહાલીનું કીરણ પાછું દીપી નીકળયું.

'તમે તેને હાથો હાથ એ માફીપત્ર પુગાડો તે ધારણાથી હું એ રૂકકો તમોને સપુરદ કરવા લઇ આવી છું.' ગુલશને જણાવયું.

'માફીપત્ર!' હમીદા જરા અચકી બોલી 'લેકીન ગીરામી હમણા કયાં છે તે હું જાણતી નથી. એ વીશે કયાં તલાસ કરૂં? હું કયાં તેની શોધમાં જાવું?'

'તમે તેને ચાહો છો અને તે તમોને ચાહે છે!' ગુલશને જણાવયું.

'હું કહી શકતી નથી—હું તેમ ધારૂં છું; હું આશા રાખું છું.' હમીદા બડબડી.

'તયારે તમે એને જરૂરજ શોધી કાઢશો: સબબ, એ તમોને શોધતો આવશે.' એટલું બોલી ગુલશને પેલું બાદશાહી ફરમાન પોતાના પયારના હરીફને સપુરદ કીધું, પણ તેમ કરતાં ઘણી સંભાલ છતાં ઉથકેરણીથી તેણીના ચેહેરા પરનો ઘુમટ જરા ખસી ગયો.

'માશઅલ્લાહ! ધરમશાળાની ખુબસુરતી!' હમીદા બોલી ઉઠી.

'નહી! એક તુચછ મીસ્કીન જોગનો!' ગુલશને ઉતર વાલયો 'હા! દુનયાની માયા મહોબતથી હાથ ઉઠાવેલી એક જોગન!'

---

## પ્રકરણ ૪૬ મું.

---

### રાતનો પરોણો.

તે દીને છેક મધય રાત્રીએ હમીદા ...ખાપરથી ઉઠી ઓરડામાં આરામ લેવા ગ... એટલું મોડે બેસી રહેવાનો શો સબબ? વાંચનાર! કોઇ દી ખરા પયારની લાગણી તારા દીલમાં થઇ છે? પંદર વરસની ભરતી પછી દરેક ઓરતમાં અને અઢાર વરસની વય પછી દરેક મરદમાં એ લાગણી ઉભરી નીકળે છે. કોઇમાં કમી: કોઇમાં વધારે. હમીદા આ પાછલા વરગની હતી. તે પયારની ગુલામડી બની ગઇ હતી. ગીરામી તરફ કાંઇ ઓર તરેહની લાગણી તેના શરીરના ભીતરમાં પેવસ થઇ હતી.

આપણે જોઇ ગયા તેમ ગીરામીની માદર ઝીબુન્નીશાએ તેણીને પોતાનો ઓરડો વાપરવા આપયો હતો, કે જેની એક ફાલતુ ચાવી ગીરામી પાસે હોવાથી પોતાની નાસભાગમાં કોઇ કોઇ વેળા રાતના તેનો ઉપયોગ કરી પોતાની પયારી માદરને મળવા આવતો હતો.

ઝરૂખાપર ઉંઘના ઝોંકા આવયાથી હમીદા ઓરડામાં પાછી ફરી અને બીછાને પડી. હવે તેણીને ઝડપમાં ઉંઘ આવી ગઇ. તેણી કદાચ પયારનાં સ્વપનાં પણ જોતી હોય.

દશ પળ એ પ્રમાણે પસાર થયા પછી ઓરડાના બારણાની કળમાં ચાવી ફરવાનો આવાજ સંભળાયો. ઘણી સંભાળથી બારણું ઉઘાડવામાં આવયું અને તેટલીજ સંભાળથી પાછું બંધ કરવામાં આવયું. લશકરી પોશાક પેહેરેલો એક શખ્સ મોટા ઝભા હેઠલ ઓરડામાં દાખલ થયો અને બીછાણા પર ઉંઘમાં ગીરફતાર થનારના કપાલ પર અતી હેતથી એક બકી લઇ બોલયો: 'માદર મારી!'

ઉંઘનાર ઝબકીને આથી ઉઠી, આંખયો ખોલી અને ખુશહાલી ભરી અજાયબીથી સામે ઉભેલા લશકરીને જોવા લાગી. બીજા હાથ પર પેલો લશકરી પણ તેટલોજ અજાયબ થઇ ખુશહાલીથી તેણીને અતી પયારથી જોવા લાગયો. તેણે હવે ઝભો નીચે ફેંકી દઇ ચોર ફાનસ એક ઠેકાણે મેલયું.

'ગીરામી!' હમીદાએ ઓઢણી પોતાના ગળાવેર ખેંચી જણાવયું.

'હમીદા બાનુ!' અજાયબીથી ભરપુર ગીરામી તેણી તરફ ટીકી જોઇ બોલયો.

'આ વખતે તમો અહીં શા માટે આવયા છો? તમો કોણને શોધો છો? શું માગો છો?'

કુરતનીનું બારણું ઉઘાડી ગીરામી ગુંઠણમંડીએ પડયો અને બોલયો: 'બાનુ!

એક અહસ્ય દાખેલ જણાવું છું કે મારી મા દરને હમેશની પેઠે અહીં જોવાની આશાએ હું આવયો, લેકીન આ વેળાએ તો તેણીને છેલી સલામ–કદાચ આખરી સલામ–કરવા આવયો છું.!'

'આખરી સલામ શા સારૂ?'

'સબબ નુરાબાદ અને તેની આસપાસનો પ્રાંત હું તજી જાવું છું.'

'પણ તેમ કરવાનો સબબ?'

'કારણ કે મારી જીંદગીની એક તન ખા ભાર મારી માદર સેવાય બીજા કોઇને પરવાહ નથી. આમનો મોટો ભાગ મને ધી ક્કારે છે. વળી અધુરામાં પુરૂં નવો શહેનશાહ મારો જીવેજાનનો દુશમન થયલો જણાય છે; તયારે એવામાં મારી જીંદગી હું હરપળની ધાસ્તીમાં શા સારૂ બરબાદ કરૂં?'

એક પળની ચુપકીદી! એટલા વખતમાં ફકત હમીદાના શરીરના ધબકારા સંભળાતા હતા. તયાર પછી તે નાજનીને પોતાની છાતી આગળથી એક રૂકકો ખેંચી કાહાડી ગીરામીને આપતાં ધ્રુજી કહયું: 'આ વાંચો!'

મખમલ સરીખા તે નરમ સફેદ હાથોને અડકયા વગર ગીરામીએ તે રૂકકો પોતાના હાથમાં લીધો, ઉખેડયો અને પેલાં ચોર ફાનસની રોશનીની મદદથી વાંચયો!

'અલ્લાહ જે તમામ દુનયાનો પેદા કરનાર છે અને આપણુ તેના ખાકી બંદા છીએ, તેની બરકતથી અમો નસીરૂદીનશાહ મહમદ ખાસો આમને જણાવયે છીએ કે ગેસુ બીન દરાઝના બેટા ગીરામીને તેના સરવ વાંક સારૂ માફી બક્ષયે છીયે:–'

અલ્લાહ અકબર!' કુરતનીમાંથી હમીદાનો હાથ ઘણા હરખથી પોતાના હાથમાં લઇ ગીરામીએ કહયું 'મેહેરબાની! કરમ બક્ષેશ! હાફેઝે પોતાની કબુલાત બરાબર પાળી છે અને આ વધાઇ લાવનારા ફરેસ્તા દાખેલ ખુદાએ તુંજ નાજનીનને પસંદ કીધી છે.'

હમીદાએ ધીમેથી પોતાનો હાથ ખેંચી લીધો અને નીસાસો નાખી જણાવયું: 'અફસોસ! આગળ વાંચ!'

ગીરામી આથી અતી અજબ થયો અને તે માફીપત્રનો બાકીનો ભાગ નીચે મુજબ વાંચયો:

'વળી અમો વધુ જણાવયે છીએ કે માફી મેળવનાર કાસુને પોતાના જુઠાપણા માટે આભારી છે અને તેણીએ કઇ સરતે એ માફી મેળવી છે તે જાણુ માટે તેનું નામ અહીં જણાવવું દરૂસ્ત છે. પોતાનો સરવ ભોગ આપનાર આ અબળાનું નામ ગુલશન છે, જે જંગલના ગુલાબ દાખલ પણ ઓળખાય છે. આ માફીના બદલામાં તેણીએ એક જોગન દાખેલ પોતીકા બાકીના દહાડા કહાડવા કબુલ કીધું છે, કે જે માટેની જોગનશાળા હવે પછી અમો નકી કરીશું. આ રૂકકો નુરાબાદના દીવાને બહીસ્તમાં શેહેનશાહે ખુદ પોતાને હાથે લખયો છે, સફર વરષ ૯૬૨.'

'એ પ્યારી ગુલશન!' ગીરામી બડબડયો 'એ બીચારીએ પણ મને કબુલાત આપી હતી!'

'તમો એની દયા ખાવો છો?'

'હું દયા ખાવું છું એટલુંજ નહી પણ એ જે ભોગો આપવા તઇયાર થઇ છે તે માટે એ માફી કબુલ કરતો નથી,' ગીરામીએ ઉતર વાલ્યો.

'પણ જો એ ભોગ હું પોતે આપું તો તમે એ માફી કબુલ કરો?'

'ખચીતજ નહી. તમો તવંગર, મોભાવાળાં અને ઉચ ખાનદાનનાં હોવાથી તે બીના પણ ધયાનમાં રાખવી જોઇએ, જ્યારે બીજા હાથપર ગુલશન જંગલમાં ભટકનારી એક અબળા દાખેલ ગણાય છે.'

'મારે તેથીજ તેણીએ જોગનશાળામાં નીરાતે પડી રહેવાનું પસંદ કીધું હશે!' હમીદાએ વીચાર જણાવયો.

'પસંદ કીધું!' ગીરામીએ ડોકી હલાવી જણાવયું 'શું તમે તેમ ધારો છો?'

'તેણીએ પોતે મને તેમ જણાયું હતું; અને ભીખ માગતી ભટકતી અબળાને માટે તો એક બાદશાહી જોગનશાળા નહીસત મીશાલ ગણાવી જોઇએ.'

'એ આદમ! આદમ! તું બાહેરના દેખાવ પરથી કેવી રીતે ભોળવાઇ જાય છે? કેટલાંક આદમો શરીર પર ભભકાદાર ઠઠેરાબંધ પોશાકો પેહેરી ફરે છે, પણ અંતઃકરણમાં તેમના આચાર વચારો તદન મેલા ગંદીલા હોય છે. કેટલાકો ફાટેલા ટુટેલા પોશાકો પેહેરી ભીખ મગતા ફરે છે, પણ તેમના બાતેનના વીચારો નેકીથી ભરપુર છે; તેઓ હાતમ તાઇના જેં ધ

રખી છે, મુફલેસી એ કાંઇ આદમના અંતઃકરણની પરીક્ષા નથી; અંતઃકરણ સાફ–સરવે સાફ !'

'ગીરામી! તું ભરમ ભરયું બોલે છે,' હમીદાએ કહયું.

'બેશક ! શાએરી નામ ધરાવતી આ ભોળી ગુલશન ખરેખર કોણ છે, તે જો તમે સાંભળવા માગતાં હોવો તો હું ભરમ ફોડવા તઇયાર છું.'

'મને તે જાણવાની ઘણી હોંશ છે.' હમીદા બીછાણા પર બેસતાં બોલી.

'તયારે સાંભળો !' ગીરામીએ કહયું.

---

## પ્રકરણ ૪૭ મું.

---

### માફી તરફ ગીરામીનો તીરસ્કાર.

'હમીદા બાનુ ! તમારી ભુલ છે !' ગીરામીએ ગંભીરાઇથી જણાવ્યું 'તમારી ભુલ છે. ગુલશન એક ભીક્ષુક બેજ નહીં; કદાચ આખાં હીંદમાં તમો કરતાં પણ વધુ તવંગર હશે. વળી ગુલશન કાંઇ હલકાં ખાનદાનની નથી: કારણકે મરહુમ ઝહીરૂદીન (બાબર) પાદશાહની સ્વીકારેલી તે બેટી છે, અને તેથી હમણાના નસીરૂદીનની એ બેહેન થાય. એટલું ખરૂં કે એ જંગલમાં ભટકનારી છે, કે જેની સ્વચ્છ ચોખી હવા હરદમ દમમાં લેવાથી પાદશાહી મેહેલની કાવાદાવા ધરાવનારી ખરાબ હવા તેને માફક આવે પણ નહી. એક મેહેલ તેણીને મનસે એક બંધીખાનું ગણાય. તેથી તમેજ વીચાર કરો કે એક જોગનશાળા તેણીપર કેવી આફતકારક થઇ પડે ? આહ! હમીદાબાનુ ! હમીદાબાનુ ! જો તમે તેણીપર તમારી માયા મહોબ્બત દેખાડશો તો કાંઇ તેથી તમારી ખુબસુરતી યા મોભો કમી થવાનો નથી.'

હમીદાએ નીસાસો મેલયો. શા માટે? શું હમીદા અત્યાર આગમચ ગીરામીપર ફીદા ન હતી ?

'ત્યારે તે જે ભોગ આપવા તઇયાર થઇ છે તે ભોગની કીમતે તમે તમારૂં સ્વતંત્રપણું અને આગલો મોભો મેળવવા શું ના પાડો છો ?' હમીદાએ સવાલ કીધો.

'જયાં સુધી આપણું અંતઃકરણ સાફ હોય ત્યાં સુધી તવંગરી અને મોભાની મજલ નથી. આ દુન્યામાં આપણા કામોનો હીસાબ કાંઇ આપવાનો નથી, પણ હવે પછીની દુન્યા માટે તઇયાર થવાનું છે. જે નાજનીન આટલો વખત સુધી મારી સાથે રહી, જેણીએ મારાં સુખ દુખમાં મને મદદ આપી, તેણીને શું હું મારી માફી માટે ભોગમાં આપું ? નહી ! કદી નહી ! તમે મને કદાચ હીચકારો ગણો; લેકીન, હમીદાબાનુ ! મારાં દીલમાં તમો માટે જે લાગણી પૈદાસ થયલી છે તે છતાં હું કહીશ કે એ માફીપત્ર હું સ્વીકારતો નથી. ગુલશનને એક જોગન દાખલ તેણીનો ભવ બાલવા હું દઇશ નહી. જે લાગણી હું તમો તરફ ધરાવું છું તેવીજ લાગણી જો તમે મારી તરફ ધરાવતા હોવો તો તેને ખાતર તમારા ભલા પેદરને શાહ આગળ જવા કહી આ માફીપત્ર પાછું આપી જણાવો કે ગીરામી એ શરતે આ માફી સ્વીકારતો નથી અને ગુલશનને તેણીની આગલી હાલતમાંજ તદન સ્વતંત્ર જોવા માગે છે. શું એક નીરદોશ ભોળી ખાનદાની અબળાના ભવીષને ભોગે હું આ માફીપત્ર કબુલ કરૂં ?'

'ત્યારે તો હું ઝીબુનનીશાને તમારા અહીં આવી પુગયાની ખબર પુગાડું ?'

'હા, હમીદાબાનુ ! તમારી મેહેરબાની ! મારે કબુલ કરવું જોઇએ કે આવી વખતે આપણે એકલાં રહેવું જોઇતુ નહી હતું, લેકીન કુદરતનો એમાં હાથ હોવો જોઇએ. હું મારી વીદાયગીરી જાહેર કરવા અહીં આવયો છું. મારી માદરને જણાવો કે દીસ પડતાં હું આવી મળીશ. તમો વધાઇના ફરેસ્તા છો:'

'ત્યારે તમે જાવો છો ?'

'હા, મારે જવુંજ જોઇએ. ગીરામી જતાં બોલયો; તેણે તેણીના હાથપર ચુંબન કીધું, અને ઝભો પાછો દીલે ઓલવી હાથમાં ચોર ફાનસ લઇ પાછો વીદાય થયો, પણ જવાની અગાઉ તેણે અતી આતુરતાથી હમીદાના ચેહેરા ભણી જોયા કીધું. આ વેળા બંનેની નજર દીલગીરીના દરીઆવમાં ડુબેલી જણાતી હતી. શા માટે ? બંને વચ્ચે કુદરત ગરૂપતપણે કાંઇ ઓર સગાઇ દેખાડતી હતી જે શું તે આપણે ૭૨ માં પ્રકરણના પાછલા ભાગ

માં જોઇ શકીશું. એનો ભરમ તયારે ખુલ્લો થયલો જણાશે.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### કુટુંબી દેખાવ.

બીજે દીને ગેસુ દરાઝના મકાને ખુશી ખુરમીનું રૂપ પકડયું.

સહવારના હમીદાબાનુએ ખબર આપી કે તે દીને ગીરામી તેમની મુલાકાતે આવનાર હતો. તેણીએ એ ખબર કેમ જાણી તે તેણીએ કોઇને જણાવી નહીં.

ઝીબુનનીશા અને હમીદા એક બીજાંની નજદીક બેઠેલાં જણાતાં હતાં. બને ધીમેથી એક બીજાં સાથે વાતચીત કરતાં હતાં. ઝીબુનનીશા આ વેળા દેખીતી રીતે સેજ ઉસ્કેરાયલી હતી. ગેસુ દરાઝ વીચારમાં ગરક થતો ઓરડામાં નીચી મુંડીએ એમથી તેમ ફરતો હતો. તે કાંઇ ઘણુજ ઉંડા વીચારમાં ગુંથાયો હોય એમ ખુલ્લું જણાતું હતું. બે ત્રણ વેળા તેણે મુકેલા નીસાસાનો અવાજ હમીદાએ ખુલ્લો સાંભળયો હતો. તયારે આ ખુશાલીના હીંગામમાં ગેસુના મનમાંથી શા વીચારો પસાર થતા હતા? એક પેદર દાખલ ગેસુની આ રીત ખચીત ઘણી વીચીત્ર હતી. વળી તેના ચેહરાપર પણ સખતાઇ પ્રગટી નીકળી હતી. ઝીબુનનીશા બીહીતી બીહીતી વારંવાર પોતાના ખાવંદપર નજર ફેંકતી હતી.

હર વખતે જયારે ઘોડાના પગલાંનો અવાજ સંભળાતો હતો, ત્યારે ગેસુ પોતાની નજર ઉંચે કરતો અને બંને અબળાઓ વાત કરતી બંધ પડીને સાંભળતી હતી, અને ધડકતી છાતી સાથે બારણા ભણી નજર નાખતી હતી. ગીરામીના જનમથી રહેલી દાયા ખદીજા પહેલાં વધાઇ કેહેવાની હોંશમાં બારી આગળ દોડી જતી હતી.

પણ ઘોડેસ્વાર રસ્તાપરથી પસાર થઇ ગયો અને ઘોડાના પગલાં જરા વારમાં સંભળાતાં બંધ પડયાં. ગેસુએ પાછી પોતાની નજર નીચે કીધી અને ફેરા આંતી ખાવા શરૂ કીધું. ઝરૂખા આગળથી ખદીજા દાયા નાસીપાસી સાથે પાછી વળી. બંને બાનુઓ પાછી ધીમે સાદે વાતે વળગી.

વળી પાછા ઘોડાના પગલાંનો અવાજ સંભળાયો અને આગળ મુજબજ બનયું. એ પ્રમાણે આસરે પાંચ છ વખત થયું.

'આહા' આખરે ખદીજા ઝરૂખા આગળ તાબડા ફોડતી બોલી 'એ એજ છે! મારો બેટો પાછો સીધારયો છે! હા! એ એજ છે!'

ઝીબુનનીશા ઉઠી ઉભી થઇ. ગેસુ દરાઝે નજર ઉંચે કરી પોતાની પરણેતરના મહોં સામું ટીકી ટીકીને જોયા કીધું; ઝીબુનનીશાએ બીહીને નજર નીચે કીધી.

પોતાના બેટા તરફનો ધીકાર યા બેપરવાઇનો પવન શું પાછો ગેસુમાં ફરી વળયો હતો?

ખદીજાની ખબર સાંભળી હમીદા પણ ઉઠી:

તેણી શરમાઇ ગઇ અને પછી ફીકી પડી ગઇ, અને પાછી બેઠક પર બેસી ગઇ.

'શું શરમનો પરદો ખુલો થવાનો વખત આવી પુગયો હતો? યા અલ્લાહ!' ગેસુ ઉસકેરાઇ મનસે બડબડયો.

આ પ્રમાણે ગેસુના ચેહેરા પર જે સખતાઇ તથા ઉસ્કેરણીના ચીનહો ખોલાં જણાતાં હતાં તેનો સબબ શો? તે જે બડબડયો હતો તેનો ભરમ શો?

આખરે ઓરડાનું બારણું ઉઘડયું. લશકરી પોશાકમાં ખુબ દીપી નીકળેલો ખુબસુરત ગીરામી દાખલ થયો. પોતાના પેદરને પોતાની સામે પેહેલાં જોઇ તે એક પળ થોભયો અને પછી તેની આગળ જઇ ગુંઠણ મંડીએ પડી બોલયો: 'અલ્લાહની બક્ષેશથી આજે તમો બેહેરખાનના પગ આગળ ઘણી ખુશી સાથે હું મારૂં શર ઝુકાવું છું. મને આશીરવાદ દેવો: એટલે બસ! મારી જીંદગીમાં આજનો દીવસ હું સઉથી બખતાવર ધારીશ.'

ગેસુએ બે ત્રણ પળ સુધી તેની તરફ તીકીને જોયા કીધું, તયાર પછી ઝડપી નજર ઝીબુનનીશા તરફ ફેંકી ગીરામીના ખભાં પર હાથ મેલી કહયું: 'ગીરામી' ઉઠ! જે માદર પેદર તને આ મકાનમાં ખુશીથી જોવા માગે છે તે મકાનમાં ખુશીથી પધાર! અલ્લાહ તને ઉમરભર સુખી રાખે!'

ગીરામીએ પોતાના પેદરનો હાથ લીધો અને ઘણા માન સાથે તે પર ચુંબન કીધું.

'હવે તારી માદર આગળ જઇ એજ પ્રમાણે તારી ફરજ અદા કર!' બુજરગ ગેસુએ જણાવયું.

ગીરામી ઉઠયો, હમીદાને ખુશાલીથી નમન કીધું અને પોતાની માદર આગળ ગયો.

બંને મા દીકરા સાથેકેવો હરખીત મેલાપ થયો હશે, તે વાંચનારે વીચારી લેવું.

'બાનુ!' ગીરામી હવે હમીદા તરફ ફરી બોલ્યો 'તમારા નામાંકીત પેદરે મારે માટે જે મેહેનત લીધી, તે સારૂ હું તેનો થોડો ઉપકારી નથી. મારી તરફથી મેહેરબાની કરી તેને મારા ઉપકારનો પેગામ કહેજો!' અને તેણીના હાથ પર ચુંબન કરવાને બદલે તેણે પોતાની છાતી આગળથી નરગીશનું લગભગ સુકાઇ ગયલું ફુલ કાઢયું અને તેને ચુંબીને પોતાની આંખયોમાં દાખયું.

હમીદા શરમાઇ ગઇ અને જરા પાછલ હટી. લુટારૂઓની ધરમશાળામાં જે તુરો તેણીએ ગીરામીને આપયો હતો, તેમાં એકજ નરગીશનું ફુલ હતું, જે તેણે કાઢી પોતાની પાસે રાખયું હતું. હમીદા તરતજ તેની મતલબ સમજી ગઇ.

'ફુલોમે ફુલ ચંબેલી,
નરગીશ બડી અકેલી.'

'લડકા! મેં તુંને નાનપણથી ઉછેરયો તેનેજ તું ભુલી જાય છે કે?' ખદીજા હવે આગળ નીકલી આવી બોલી.

'નહી, ખદીજા! તારી એમાં ભુલ છે, લેકીન પેદરની તે માટે મારે પરવાનગી મેલવવી જોઇએ, સબબ, તું આખર કરીને પેદરની નોકર છે, જોકે મારે મનશી તું એક મા સમાન છે.' ગીરામીએ જણાવયું અને ગેસુ તરફ જોયું.

'બેટા! ભેટ!'

તરતજ બુઢી ખદીજા અને જવાન ગીરામી એકેકને વલગી પડયાં અને હરખીત આંસુઓ તપકાવવા લાગયાં.

ગેસુની હાજરીને લીધે ઝીબુન નીસાએ પોતાના દીલમાંનો ઉભરો સઘળો ખાલી કીધો નહી હતો: તેથી ખદીજાને આ પ્રમાણે જોઇ તે અદેખી થઇ અને દલગીરીથી બે ત્રણ આંસુ તેણીએ ખેરવયાં.

ગેસુએ કાંઇ નીશાન કીધી.

'બેટા! હું ધારૂં છું કે તારો પેદર તારી સાથે ખાનગીમાં કાંઇ વાત કરવા માગે છે,' ઝીબુનનીશાએ કહયું.

ગેસુએ હમીદા તરફ નજર કીધી, અને તે અચકાતો દીસયો.

હમીદા તરતજ તેની મતલબ સમજી ગઇ અને બોલી: 'હું ધારૂં છું કે મારો પેદર આવી પુગયો છે: સબબ બારણું ઉઘાડવા જેવો મને કાંઇ આવાજ હમણા સંભલાયો. હું તેની આગલ જઇ ગીરામીના પાછા ફરવાની ખુશ વધાઇ તેને જણાવું.' એટલું બોલી તે ઓરડામાંથી બાહેર નીકલી ગઇ. ખદીજા પણ બાહેર નીકળી.

---

## પ્રકરણ ૪૯ મું.

---

### ગેસુની અરજ! ગીરામીની કબુલાત.

'ગીરામી!' ગેસુએ હમીદાના જવા પછી કહયું 'તેં જોયું તો હશે કે તારી બેવકુફાઇથી તેં આપણા કુટુંબને કેટલું હીનપસ્તીમાં લાવી મેલયું છે. તેં જોયું હશે કે તારે લીધે આપણી તમામ દોલત લગભગ પુરી થવા આવી છે. તારાં ઉછાછલા ભયભીત કામોથી મને મોટી મોટી રકમો બદલા દાખલ કાઢી આપવી પડી છે, અને હવે અમે લગભગ મીસકીન હાલતમાં આવી પુગયા છીએ.'

ગીરામીએ આ સાંભલી અતી દલગીરીનો દેખાવ કીધો; જોકે તેણે પસતાવાની કાંઇ નીશાન દેખાડી નહી, લેકીન, ગેસુ દરાઝે હાતમ દીલથી તે પર નુકતેચીની કરયા વગર બોલવું જારી રાખયું.

'પણ આપણે એ વીશે વધુ બોલી શું નહી, ઘોળેલાં દુધપર વીલાપ કરવો ફોકટ છે! કીસ્મતમાં જે બનવાનું, તે બનયું. મારા બેટા! જયારે શાહે તુંને માફીજ બક્ષી છે, તો આપણે હવે એ આગલા બનાવો ભુલી જઇએ. તને જે માફી બક્ષી તે માટે હું શાહ નસરૂદીનનો આભા

રી છું, કાંઇ નહી તો આપણી આગળ કુટુંબી આબરૂ પાછી મળી છે, પણ જે ચીજ હું ચીજ તારી પાસે માગી લઉં છું— આ આંખયોમાં આંસુ લાવી માગી લઉં છું— તે એકે સારે રસ્તે તું તારી ચંચલાઇનો ઉપયોગ કર અને ખરા અંતઃકરણથી હું તુંને તેમાં મદદ કરીશ કે જેથી તમામ લોક પાછું આપણને આગળ જેટલું માન આપતું થશે. આપણી પાસે હવે આગળ જેટલી દોલત નથી; લેકીન લોક–માન આગળ દોલત થી બીથાદની છે ? તે એક ઉકરડામાંના કચરા સમાન છે. આપને માટે લોકના સારા અભીપ્રાયને હું સહુથી સરસ ગણું છું; માટે તેવો અભીપ્રાય મેલવવા પાછળ તું તારી બાકીની જીંદગી કસ અને મારી ખાતરી છે કે અલ્લાહ આપણને એ ભલાં કામમાં આપણને મદદ આપશે.

‘ મોત પછી દોલત કાંઇ કારગત લાગવાની નથી: તમામ લોક તરફના માન મહોબ્બતનો પમરાત જાવેદાન તુલીક રહેશે. હાતીમ મરી ગયો છે, પણ તેના નામનો પમરાત હજી સુધી જેવો ને તેવોજ રહેલો છે.

‘ ગીરામી ! સાંભળ ! અતયાર સુધી આપણે પેદર પેશર દાખલ વરતયા છીએ; પણ તેટલુ પુરતુ નથી. આજથી આપણે બંને દોસ્તો દાખલ રહીએ !

‘ આગળી કેટલીક નાપસંદ યાદ હજી આપણા મનપર છાપ મારી રહેલી હશે, પણ તેને આપણે હાંકી કાઢયે; હું તેમ કરીશ; આપણે હવે સલાહ સપજથી રહીએ અને એક બીજાંના ભલામાં કુટુંબનું ભલું માનયે.

‘ એક પેદર દાખલની જે ફરજ, તે સઘળી હું હવેથી તારીપર અદા કરીશ. પયાર અને ભલું ઇચછવું તથા કરવું. એના બદલામાં હું ફકત એટલુંજ તારી પાસે માગી લઉંછું કે એક પેદર દાખલ તું મને માન આપે અને મારા કહયા પ્રમાણે ચાલે. બેટા દાખલની તારી ફરજનો ગેરઉપયોગ તું હવેથી કદી થવા દેશે નહી એની મને ખાતરી જોઇએ છે. બેટા ! હવે હું બુઝરગીની વયે પુગયો છું; તેથી કદાચ આટલું ભડભડયું બોલીયું હોય.’

‘ હું કબુલાત આપું છું કે આજથી હું એવું કાંઇ કામ કરીશ નહી કે જે તમને અણગમતું હોય, તમો મને કદી ઠપકો દેશો નહી એવી રીતેજ હું વરતીશ, ’ ગીરામીએ ઉતર વાલ્યો.

‘ બેટા ! અલાહ તુંને સુખી રાખે અને ભલાં કામો કરાવે. જા હવે કશી પણ આંચકી વગર તું તારી માદરને ભેટ ! એટલું બોલી ગેસુએ ઓરડામાંથી રૂખસદ લીધી.

માદર અને બેટા વચે કેવો હરખીત મેલાપ થયો હશે, તે વાંચનારેજ વીચારી લેવું.

ત્યાર પછી ઝીલુનર્નીશાના કેહેવાથી ગીરામીએ પોતાનો સઘળો હેવાલ કહયો અને હમીદા તથા હાફેઝ સાથના મેલાપની બીના કહેતાં પણ તે ભુલ્યો નહી અને હમીદા વીશે તેના મનમાં જે લાગણી પેવશ ગયલી હતી તે આડકતરી રીતે જણાવી.

‘ જયારે હેવાલ તમામ થયો ત્યારે ઝીલુનીશા ગુંઠણમંદીએ પડી ખુદાની બંદગી કરવા લાગી. ગીરામી તેણીને અતી માયા સાથે જોતો ઉભો. તે આ પ્રમાણે ઉભો હતો, તેટલાં ઓરડાનું બારણું ઉઘડયું અને કોઇનો નરમ હાથ પોતાના ખભાંપર પડેલો ગીરામીને જણાયો.

---

## પ્રકરણ ૫૦ મું.

---

### ‘ પડેગી તબ બુજેગી ’

ગીરામીના ખભાં પર મેલેલો હાથ તેની અસલ દાયા ખદીજાનો હતો. તે કહેવા આવી હતી કે તેનો અસલ જાની મીત્ર હથીમ મીરઝા. તેના સલામત પાછા ફરવાની ખબર સાંભળી મલવા આવયો હતો.

વાંચનારને યાદ હશે કે ગીરામી ફકત પરદેશ ગયો હતો એમ લગભગ સરવે માનતાં હતાં. પહાડી લુટારૂ ગીરામી તે ગેસુનો બેટો ગીરામી હતો એમ થોડાંજ જાણતાં હતાં.

માદરને બંદગી કરતો મેલી ગીરામી ઓરડા બાહેર નીકલયો: તેને ખાતરી હતી કે તેના ભલાં માટે તેની માદર નીમાઝમાં ગીરફતાર થયલી હતી: તેથી તેણે તેમાં ખલલ કરવા ઇચછયું નહી.

ફીતુર સાથની ગીરામીની શમશેર બા બુની બીના હસીમ મીરઝાને માલમ હતી, અને તયાર પછી ગીરામી નાસી ગયો વેટલું તે જાણુતો હતો; પણુ હાફેઝ તથા તેની બેટી હમીદાનો છુટકારો એજ ગીરામીએ કીધો હતો અને હમીદા તથા ગીરામી અકેક પર ફીદા થયલાં હતાં, તે વીશે તે હશીમ મીરઝા બીલકુલ નાવાકેફ હતો.

'ભલે પધારયા !' ગીરામીએ હશીમને બગલગીરી કરતાં કહયું. 'મારાં પાછા ફરવાની ખબર તને પુગાડતાં હું તદન વીસરી ગયો હતો.'

'પણુ એ બધું સરખુંજ છે. ખુશાલીને બદલે કોણુ જાણે શા સબબસર મારૂં મન આજે બેચેન થયું છે.'

'મારા ભલા દોસ્ત ! મારાં મનમાંની એ લાગણી કાઢીનાખ ! કદાચ આ ઓરડાની ઘેરાયલી હવાને લીધે તેમ હશે. ચાલ, આપણે બાગમાં જઇ વાતચીત કરયે."

"ઘણો સરસ વીચાર !' હશીમ મીરઝા ખુશી થઇ બોલયો "હું જ્યારે તારી સાથે વાત કરૂં તયારે કદાચ મારી મોહીની પોતાનો દેખાવ પણુ દે."

'વાહ ! વાહ !' ગીરામી હસી બોલયો 'તયારે તે અહીં નજદીકમાંજ રહેતી દેખું ?'

"ગીરામી ! તું મારી મશકરી ના કર ! જયારે હું મારો હેવાલ તને કહીશ તયારે તું મને મદદ કરવા તઇયાર થશે. હું એટલી તો આશા તારેથી રાખું છું."

'તયારે તો ખુશી સ્વચછ હવામાંજ આપણે જઇએ.' ગીરામીએ તેનો હાથ પોતાના હાથમાં લઇ જતાં જણાવયું 'અને તયાં મારા દોસ્ત યુસુફ મીરઝા અને તેની પયારી જુલીખાંનો હેવાલ સાંભલું. દોસ્ત તારી પયારીનું નામ મને માલમ નથી; એટલે પ્રખયાત જુલીખાં દાખલજ મારે તેને બોલાવવી જોઇએ.'

'તું મારી ગમે તેટલી મશકેરી કર ! જે પયાર કરે, તેજ એ વીશે જાણે.' હશીમ મીરઝાએ ઉતર વાલયો 'આહ ! પયારનો દેવ કેટલો બધો કરૂર છે, પયારમાં ગીરફતાર થયલી પોતાની રઇયતપર માયા મહોબત દેખાડવાને બદલે કેટલી બધી સખતાઇ તે શું જારે છે !

'હશીમ ! આટલી બધી ફીલસુફી તો શામાં આગળ મેં જોઇ નહી હતી.'

'એ તો પડેગી તબ બુજેગી !'

ગીરામી હસ્યો ! સબબ એ બલાથી તે પોતે કાંઇ દુર નહી હતો.

'હું તે નાજનીનપર ફીદા છું. હું ધારૂં છું કે તે મારી તરફ પણુ તેવીજ લાગણી ધરાવે છે, છતાં મને જરા શક લાગે છે.' હશીમે જણાવયું.

'હશીમ ! હું જયારે ઓરતને ચાહતો હતો તયારે તો તું મારી મશકરી ઠઠા કરતો હતો, અને હવે તો તું પયાર વીશે ગંભીરાઇથી બોલે છે.'

'ભલા ગીરામી ! પયાર શું છે તે વીશે હું તે વેળા વાકેફ નહી હતો.'

'પણુ હવે એ બીના પડતી મેલ. તારી નાજનીન વીશે બોલ.'

'તયારે સાંભળ' હશીમ મીરઝાએ બાગના એક મોટાં ઝાડના છાંયા હેઠળ મુકેલી બેઠકપર બેસી જણાવયું, જયાંથી ગીરામીના મકાનની બારીઓ ખોલી જણાતી હતી.

---

## પ્રકરણ ૫૧ મું.

### હશીમ મીરઝાનો હેવાલ.

"મારા ભલા દોસ્ત !" હશીમ મીરઝાએ પોતાનો હેવાલ ગીરામીને કહેવા શરૂ કીધું "જે પ્રમાણે વાદળાંઓથી છવાઇ ગયલાં આકાશમાં એકલો અટુલો સેતારો જણાય અને ગીચ પાંદડાંઓમાં ગુમ થયલું એકાદ ફુલ પોતાના પુર બહારમાં જણાય, તેમ મને મારી નાજનીન એક વેળા એકાએક માલમ પડી. એક વેળા મુલતાનના મહોલાઓમાં હું ભટકતો હતો સારે એક જરૂખાની અરધી ઉઘાડી બારી આગળ એક અતી ખુબસુરત નાજનીનને જોઇ મારૂં મન ચકભમ થયું. તેણી જવાનીના બહારમાં ખીલી રહી હતી. હું ઘોડેસ્વાર થયલો હતો. તેણીને જોઇ મારા હાંશકોશ ઉડી ગયા અને મેં ઘોડાને થોબાવયો. અજાયબીથી હું તેણીને ટીકવા લાગયો અને ખુદાની આફ્રીન કરવા લાગયો.

પણ મારી નજરનો તેણીએ જુદોજ અર્થ ઉઠાવયો, અને બારી બંધ કરી અંદર ચાલી ગઇ ઇસારત કરી મેં તેમ નહી કરવા કહ્યું, લેકીન તેણીએ કશું મચક આપયું નહીં.

‘ ઘણી શાણી ! ’ ગીરામી હશી બોલ્યો.

‘ તું એ રીતને શાણી ગણે છે, હું એ રીતને ઘાતકી ગણું છું. બે ઘડી ખુદાની બક્ષેસ આફ્રીન કરી જોવાથી શું નુકશાન ? ગીરામી ! તું હસે છે ! ભલે હસ ! આ બારી આગળ હું કલાકેક સુધી થોભયો, પણ ફોકટ ! તેણીએ બારી ઉઘાડીજ નહી. મારી સઘળી ધીરજ હવે જતી રહી. ત્યાર પછી અંદર દાખલ થવાનાં બારણા વીશે મેં નજર પહોંચાડી, પણ બારીઓ સીવાય એક પણ બારણું મારી નજરે પડયું નહી. ’

‘ શું કાંઇ પલીદહતું તો એ મકાન નહી હતું ? ’

‘ ગીરામી, નહી ! હું જયાં ઉભો હતો, તે પેલાં મકાનનો પાછલો ભાગ હતો. લાંબો કાવો લઇ હું બીજા મહોલ્લામાં આવયો અને તે મકાનની શોધ ચલાવવા લાગયો. ’

‘ આહ ! પયારના બારણાની સોનાની ચાવી તો મારાં મનમાં હાજરજ હશે.’ ગીરામીએ ટાહુકો પુરયો.

‘ સોનાની કુચીની કશી જરૂરજ નહી હતી. ’ હશીમ મીરઝાએ વાત ચાલુ રાખી ‘મકાન મેહલ જેવું હતું અને ખુલ્લું હતું. આસપાસના પાડોસીઓમાં મેં પરપુછ કીધી તો જણાયું કે તે— ’

‘ કોણ ! પેલી નાજનીન યા મકાન ? ’

‘ બેઉ ! કે તે એક તાલેવંત અમીરનુ હતું, જે થોડુંકજ થયું પોતાની આ પરી સમાન બેટી સાથે ત્યાં આવી વસ્યો હતો. તેની સભયતા અને ખેરાતની પાડોસીઓ ખુબ તારીફ કરી સખાવતે બહાદુરની ઉપમા તેને આપતાં હતાં.’

‘ વાહ ! ખુબ ! હશીમ ! હવે તો તું અતેરૂં કરે છે ! લેકીન એમાં પેલી તારી નાજનીન ડોહોવાયલી છે એ બીના તો હું ભુલીજ ગયો ! ’

‘ ગીરામી ’ તું ગમે તે મશકેરી કર પણ એ બીનામાં સચચાઇ સીવાય બીજું કાંઇ નથી. વારૂ, ગીરામી આ સખાવતે બહાદુર કોણ હવો તેનો તુંને કાંઇ ખયાલ પણ છે ?”

‘ નહી ! મુદલ નહી. ’

‘ એમ બનેજ નહી ! ’

‘ હશીમ ! તું જાણતો છે કે કેટલુક થયું હું નુરાબાદથી દુર હતો, અને તેટલા વખતમાં હીંદના આ ભાગોમાં શું બનયું હતું તે મને મુદલ માલમ નથી. ’ ગીરામીએ જણાવયું.

‘ હા, ખરા ! પણ મારી નાજનીનનું વરણન તો કહેતો હું ભુલીજ ગયો. ’

‘હશીમ ! તેની કશી જરૂરજ નથી. જવાન ઓરતની વાત આવી તયાં તારાં વરણનનો ઘોડો કયાંનો કયાં દોડી જાય છે તે તો મને માલમ છે. વળી મને ખાતરી પણ છે કે તે નાજનીન સાથે તેં સપાટામાં પીછાણ પણ પાડી હશે. ’

‘ હું તદન ફતેહ પામયો નથી. તેમ છેક મેં હાર પણ ખમી નથી,’ હશીમે ડોકું હીલાવી કહયું, અમો ઘણું ખરૂં ફકત દુરથી એક બીજાને જોઇ શંતોષ મેલવતાં હતાં. ફકત બેજ વખત તેણીએ મારી સાથે વાતચીત કીધી હતી, જો કે તેણીના પીતાએ તેણીને સંપુરણ છુટાપણું આપેલું જણાતું હતું. કાંઇ નહી તો લોક તેમ બોલતું હતું.’ આ પ્રમાણે મામલો હતો તેટલાં શેહનશાહ નશીરૂદીન તરફથી તેને રૂકકો મલ્યો. જેના પરીણામે તે પોતાની બેટી સાથે નુરાબાદ આવવા તઇયાર થયો. ’

‘ ગરીબ બીચારો હશીમ ! ’ ગીરામી હસ્વા લાગયો એટલે એક સુંદર સહવારે મુલતાનના તે મેહેલના બારણા તમામ બંધ થયલાં તારી નજરે પડયાં. ’

‘ નહી, તારી ભુલ છે ! આ વેળાએ તેણીએ મને પોતે કયાં જાય છે તે જણાવયુ હતું, એટલુજ નહી પણ તેઓ કયે રસ્તે જવાના હતાં તેથી પણ મને વાકેફ કીધો હતો. આ ખબરથી તેમની આગળ આગળ જઇ તેમના સુખ માટે ગોઠવણ કરવા મેં ઠરાવ કીધો. તું જોશે કે એ એક મોટો લાભ હતો. જયાં જયાં તેઓ મુકામ કરતાં તયાં તયાં મારી નાજનીન તરત પીછાનતી કે હું તેમની આગમચ આવીને ગોઠવણ કરી ગયો હતો. તેમના હલકારા દાખલ હું કામ કરતો હતો, પણ તે ફકત પયારના પેગામથી દાખલ હતુ

‘ આઆહ ! ’ ગીરામી બોલ્યો, આ વેળા તેના બોલવામાં તેમજ ચેહરાપર ફેર

ફાર થયલો હતો, પણ હશીમ મીરઝા પોતાનો હેવાલ કહેવામાં એટલો બધો તો મશગુલ હતો કે તે પર તેનું ધયાન ગયું નહી હતું.

'મારી માશુકના સુખને માટે અગાઉથી ધરમશાળા વગેરેમાં જઇ પકવાનોની વરદી આપતો, તેણીના ઓરડાઓ ફુલોથી મઢાવતો અને તેમાં સુગંધ પંથરાવતો હતો. તેણીના માનીતાં ફુલો બનતાં તુલીક હું ત્યાં ગોઠવાવતો હતો.'

'આવા હીમત ભરેલા અને હીકમતી હશીમ મીરઝાને બીજાની મદદની ગરજ શા માટે પડે તે હું સમજી શકતો નથી.' ગીરામી આ વેળા આગળ કરતાં પણ વધુ કઠોરતાથી બોલ્યો.

'બે સંજોગો એવા બનયા છે કે તેનો જો હું લાભ લઉં તો સીધો સુખના આશન પર ચઢું એમ છે.'

'એ બે સંજોગો કયા?' ગીરામીએ પોતાના ચેહરા પરનો પરસીનો લુછતાં પુછ્યું.

'જે નાજનીનને હું ચાહું છું, તે નાજનીનનો પીતા તારા પેદરનો દોસ્ત છે; અને સુખ લઇ આવનાર ફરેસ્તા સમાન તું પણ આજ રોજેજ અહીં આવી લાગયો છે.'

'તેથી શું?'

'વળી જ્યારે તારા પેદરે પરોણાગતનો હાથ લંબાવયો છે—'

'ત્યારે જે નાજનીનને તું ચાહે છે તે—' ગીરામી ગુસ્સો દાબી દેતાં બોલ્યો.

'મારા પયારા દોસ્ત! શું તું એટલી પણ અકટળ કરતો નથી?'

ગીરામીએ ભવાં ચઢાવયાં, 'દોસ્ત' કહેવાને આ સમય મુદલ લાયક નહી હતો.

'હું કાંઇ અટકળ કરતો નથી.' ગીરામીએ કહયું 'મને સઘળું સાફ સાફ કહે. હશીમ! જેને તું ચાહે છે તેનું નામ શું?'

'મારા આફતાબના નામની શી જરૂર છે, જ્યારે તું તેજ મકાનમાં રહી તેણી ભેગો સ્વચછ હવા દમમાં લે છે. ખરા જો! એ આફતાબે આ સામેના ઝરૂખા પર પોતાનાં દરશન દીધાં છે. તેણીના તેજથી મારૂં તમામ હઇયું બળી જળી ખાખ થયું છે.'

ગીરામીએ સામેના ઝરૂખા પર નજર કીધી તો હસતા ચેહરા સાથે તેણે હમીદાબાનુને તરતની આવીને ઉભેલી દીઠી; પણ જેથી તેણીની અને ગીરામીની નજર એક થઇ કે હસ્તાં મહોંની આ સુંદરી પાછી ઓરડામાં જતી રહી.

પણ તેમ કરવા આગમચ તેણીના હાથમાંનો રૂમાલ નીચેના બાગમાં પડયો; તેણીએ શું તે જાણી જોઇ નાખયો હતો? રૂમાલમાં કાંઇ વીંટાલેલું હતું.

---

## પ્રકરણ પર મું.

---

### નરગીશ માટે પંચાત.

રૂમાલ ઉંચકવા બને આશકો તે તરફ દોડયા.

ઝરૂખાની વધુ નજદીક હોવાથી ગીરામીના હાથમાં તે રૂમાલ આવયો.

'મહેરબાની!' હસીમે હાથ લાંબો કરી જણાવયું 'મને એ આપ.'

'મેહેરબાની કરી મને જણાવશો કે તને શામાટે હું આપું?' ગીરામીએ પુછ્યું.

'કારણ કે મારી ખાતરી છે કે હમીદાબાનુએ એ ખામખા મારે માટે નાખયો હતો.' હશીમે જણાવયું.

'એ વાત તુંને કોણે કહી?'

'કોઇએ નહી; પણ એમ નથી એમ મને કોણ કહે છે?'

'જે કોઇપણ આદમથી બીહતો નથી તે શખસ તારા મહોંપર એમ કહે છે.'

'તે કોણ?'

'તારી સામે હમણા જે તકરાર કરે છે તે?'

અજાયબીથી હશીમે બે ઘડી ગીરામી તરફ જોયાજ કીધું. આ પેહેલીજ વખત ગીરામીનો ચેહરો ગુસ્સાથી લાલ થયલો તેની નજરે પડયો.

'તું?' બે ડગલાં પાછળ હઠી તેણે પુછ્યું.

'હા! હુંજ! તું જોતો નથી કે એ રૂમાલ મારો પોતીકો છે.'

'વારૂં, રૂમાલ તારો છે એમ ધારયે, લેકીન અંદરની ચીજ?'

ગીરામીએ ખુલ્યો; તેમાં તાજાં નરગીશ ફુલોનો ઝુમખો મેલેલો જણાયો.

'આહ! એ ફુલો ખુદ મારે માટે છે.' હશીમે જણાવયું 'લાવ, આપ મને.'

'તેં કેમ જાણયું કે એ તારે માટે છે?'

'સબબ, લુટકઓની ધરમશાળામાં જે તુરો હું એ નાજનીન માટે મેલી આવયો

હતો, તેમાં વચમાં સેતારા મીસાલ ફુલની એજ જાત હતી. વળી એ ફુલ હમીદાનું પણું માનીતું છે તે હું બરાબર જાણું છું.'

'તારી એ તકરાર હું કબુલ કરતો નથી.' ગીરામીએ જણાવયું 'હું બરાબર જાણું છું કે ફુલોનો એ ઝુમખો તેણીએ મારે માટેજ નાખ્યો હતો.'

'તારે માટે? શા સારૂં?' હશીમે સવાલ કીધો.

'કારણ કે જે પરીચેહેર નાજનીનને તું ચાહે છે તેજ નાજનીનને હું પણ ચાહું છું અને આ હઇયામાં તે કોતરાઇ રહેલી છે.'

'હમીદાબાનુને તું ચાહે છે?' હશીમે પુછ્યું 'જે પ્રમાણે જુલીખાને યુસફ ચાહતો હતો તે પ્રમાણે હું પણ એ નાજનીનને ચાહું છું.'

'તું! તું! વાંહ તેં એને કયાં દીઠી હતી? તેં તેણીને પેહેલવેહેલી જોયાને કેટલો વખત થયો?' હશીમ ફીકકો ફચ થઇ બોલ્યો.

'તને તેની સાથે શું કામ છે?'

'કારણ કે કાંઇ નહી તો છેલ્લાં બે વરસ થયાં હું એને પીછાણું છું?'

'કદાચ એની સાથની મારી પીછાણને બે દીવસ પણ થયા નહી હશે; પણ એ બે દીવસના અરસામાં મેં નાજનીન માટે જેટલું કીધું છે તેટલું કદાચ તેં બે વરસમાં પણ કીધું નહી હશે.'

'મારી ખાતરી કર! નહીતર એક પાકજાદ નાજનીનની આબરૂ પર સુખન લઇ જનાર દાખલ હું તુંને ખાસો આમમાં જાહેર કરીશ.'

'મુલતાનથી તેમની અગાડી અગાડી ગોઠવણો કરતો તું અહીં આવયો એમ તેં શું મને નથી જણાવયું?'

'હા! મેં તેમ કહયું.' હશીમે કબુલ કીધું.

'કીરધીઓથી વસાયલાં મકાનની તો ધરમશાળા બાદી તેં મુલાકાત લીધેલી હોવી જોઇએ.'

'મેં તયાં ઉતારો લીધો હતો.'

'માં તેં જતાંને વાર મારા ઘોડાની બરદાસ કરવા તાકીદ કરી ઓરડામાં પેસી પઇસાની ઠેલી મેજપર મેલી હતી. તેં તયાંના પહેરેજગાર મુતવલીને સરસ શરાબ લાવવા માટે હુકમ ફરમાવયો હાફેઝ તથા તેની બેટી માટે સરસ પકવાન પકાવવા તાકીદ કીધી, તેમને માટે ઓરડાઆ તેં પસંદ કીધા, એક ઓરડો ફુલોથી મઢયો અને તેમાંજ તેં સુગંધ બાલી, એટલુંજ નહી પણ એક તુરો તઇયાર રખાવી તું તયાંથી જતાં બોલ્યો કે 'જયારે હોથંગશાહનો નંમવર બેટી હાફેઝ આવે અને પુછે કે ખાણા કોણે તઇયાર રખાવવા કહયું તો જણાવજે કે જવાન મુસાફરે હુકમ કીધો, જેને હું પી, છાણતો નથી. એ નામવર સાથની હમીદા બાનુ તને સવાલ કરે કે ફુલોથી આ ઓરડો કોણે સણગારયો, આ તુરો કોણે તઇયાર કરાવયો અને આ સુગંધ કોણે પાંઠરી, તો જણાવજે કે પયારમાં મસ્ત થયલા હશીમ મીરઝાને એ સઘળું આભારી છે.' આ તારા શબ્દો હતા ખરૂં ની?"

હશીમ તો અજાયબીથી ગીરામી તરફ જોવા લાગયો.

'મારે કબુલ કરવું જોઇએ કે તેમ હતું. પણ તેથી શું?' તેણે પુછયું.

'તે તુરાની વચચો વચ નરગીશનું દીલકશ ફુલ હતું.'

'તે તો હું હમણાંજ તુંને જણાવી ગયો છું. હશીમે જણાવયું. 'સારે મારી ખબરનો તું લાભ લે છે?'

'સબર! તે તુરો એ નાજનીને મને આપયો હતો.'

'શું, પોતીકે હાથે?'

'હા, ખુદ પોતીકા હાથે! અને તને વધારે ખાતરી જોઇતી હોય તો તે તુરામાનો સેતારો આ ઘડીએ મારી છાતીએ છુપાવી રાખેલો છે, તે જો!' ગીરામીએ એક કરમાયલું ફુલ બાહેર કાઢી જણાવયું.

---

## પ્રકરણ ૫૩ મું.

---

### ઉસ્તાદ યા ચેલો.

'તું જોય છે કે મારા હઇયાંની પયારની ગરમીથી એ સુકાવા લાગયું છે, લેકીન આ હઇયું તો તાજુંજ છે, અને તેની સાથે બગલગીરી કરવા હમીદા બાનુએ આ તાજો ઝુમખો મોકલયો છે.' ગીરામીએ રૂમાલમાંનાં નરગીશ ફુલનો ઝુમખો હશીમને દેખાડતાં કહયું.

'તુંને એ તુરો હમીદાબાનુએ આપયો, એમ હું મુદલ માનતો નથી, તે તુરામાંથી

તેં આ ચીમરાઇ ગયલું નરગીશ તેણીની જાણ વગર ચોરી લીધલું હોવું જોઇએ. કદા ચ કાંઇ સંજોગો તેણીએ એ તુરો રસ્તામાં ગુમાવયો હોય, અને તેમાંથી તેં કાં નહી નરગીશ ખેંચી કાઢયું હોય?' હશીમે તકરા ર કીધી 'ચાલ, ગીરામી! તારો વાંક કબુલ કર અને હું તુંને માફ કરીશ.'

'આહહાહા! ખુદા પછી ફકત શેહેન શાહ તરફની માફી હું સ્વીકારૂં છું.' ગીરા મીએ મગરૂરીથી ઉતર વાલયો, 'બાકી આ નરગીશ તો તેણીએ પોતીકા હાથે મને આપયું હતું.'

'ગીરામી! તું હડહડતું જુઠું બોલે છે.' હશીમ મીરઝાએ જણાવયું, 'જે પ્રમા ણે તું આ જુમખો હજમ કરી જાય છે, તે પ્રમાણે તેં કાં નહી પેલું નરગીશ ચોરયું હોય?'

'હું જુઠઠો અને ચોર?' ગીરામી પોતાના હાથમાંથી ગુસ્સાભેર સઘળાં નરગી શો જમીનપર ફેંકી દેતાં બોલયો, 'જે જીવ તો રહેશે તે આ ફુલો ઉંચકશે.'

'કબુલ!' હશીમે જણાવયું 'પાંચ પલમાં આ ફુલનો માલીક જણાઇ જશે, એ જાતનો કયાલો મને પસંદ છે!'

'હું એટલુંજ ધારૂં છું કે મને કીધે લાં અપમાનમાં તારૂં મોત નજદીક આવયું છે.' ગીરામીએ શમશેર મયાનમાંથી ખેંચી કાઢી જણાવયું.

'તું કોણને દમ.ભરાવે છે?' હશીમે પણ પોતાની શમશેર ખેંચી કાઢી જણાવયું. શમશેર બાજીમાં તે એકકો ગણાતો હતો, તેથી તેને પોતાની ફતેહ માટે પુર ખાતરી હતી.

'અહીં નહી!' ગીરામીએ ફુલો ઉંચકતાં જણાવયું, 'રસ્તાપર ચાલ કે જેથી કુલ આલમ શાક્ષી રહે. ફીતુરખાનાં ખુન નું ગેરવાજબી તોહોમત મારીપર મેલવામાં આવયું હતું, તે બીના હું વીસરી ગયો નથી, લોક જોશે કે શમશેરબાજીના દાવ પેચમાં તારો જીવ ગયો.'

'મોત કોણને ઉઠાવી લઇ જાય છે તે તું થોડા વખતમાં જોશે,' હશીલ ઘણો ઉશકેરાઇ બોલયો, 'હા! ચાલ રસ્તાપર, કે જેથી કુલ આલમ મારા દાવપેચ જોય.'

'તું તારી હીકમતપર ઘણો મુસ્તાક રહેલો જણાય છે. લેકીન મને તારી દયા આવે છે. હું તો એટલું જાણું છું કે મારા જેવા ઉસ્તાદ આગળ તું એક ચેલો છે.'

'શમશેરબાજીનો તું ઉસ્તાદ? તું ઉસ્તાદ?' હશીમ વધુ અને વધુ ઉશકે રાતો તથા રસ્તા તરફ જતાં બોલયો 'અને હું ચેલો!'

'હા, હું તેમ કહું છું.' ગીરામીએ ઉતર વાળયો 'આપણી જગયા આ રહી! ચાલ, મારી સામે ખડો રહે!'

પેલાં ફુલો જમીનપર મેલી બને જણ એકેકની સામે પાંચ પગલાં દુર ઉભા રહયા, તયાંથી પસાર થતું લોક તેમની બોલ ચાલ થી ખેંચાઇ તયાં કુંડાળું વાળી ઉભું.

'મહેરબાને મન, તમો સાક્ષી છો કે ચોકસ વાંધાને લીધે અમો રાજીખુશીથી શમ શેર ખેંચયે છીએ.' ગીરામીએ આસપાસના ઓને કહયું.

'હા, બરાબર!' હશીમે ટેકો આપ યો 'અને તમે (એક જણ તરફ નજર કરી) અમારી રમત શરૂ કરવાની નીશાન કરજો.

'ખુબ! લેકીન હશીમ! આ પર લોકના દેખતાં હજી પણ હું તુંને ચેતાવું છું કે તારા બોલેલા શબ્દો ખેંચી લે! મને તારીપર દયા આવે છે.'

'અરે જારે! એમ બોલી તું તારૂં હીચકારાપણું બતલાવે છે,' હશીમે જણા વયું 'મહેરબાની કરી નીશાન આપો.'

નીશાન મળતાંજ બંને હરીફો શમશેર બાજીના દાવપેચમાં મશગુલ થયા, સરવને એ રમત ઘણીજ ગમી. એમાં કોણ જીત શે તે તમાશગીરોમાંનું કોઇપણ અટકળી શ કયું નહી, સબબ, બંને હરીફો દાવપેચમાં એકા જણાયા.

---

## પ્રકરણ ૫૪ મું.

---

### રંગમાં ભંગ.

પણ પાંચ મીનીટ સુધી ચાલેલી આ ખેંચાણકારક શમશેરબાજીની રમતમાં 'સ બર! ગીરામી! સબર! હશીમ!' શબ્દોની ખલલ થઇ.

જે તરફથી આ અવાજ સંભળાયો હતો તે તરફ તમાસબીનોએ નજર ફેંકી.

'ગેસુ દરાઝ!' તમાસગીરો તેને જ ગયા આપવા ખસી જતાં બોલયા.

ખરેખર ! હમીદાએ આપેલી ખબર થી ગેસુ ફરાઝ દોડતો આ જગયે આવી લાગયો હતો.

'તમારા હાથ થોભાવો' તે ગીરામીની નજદીક જઇ ઉભો રહેતાં હાંફતો બોલયો.

'પેદર !' અધીરો પડી ગીરામીએ કહયું.

'હથીમ પર મારો હુકમ ચાલે નહી, પણ ગીરામી ! હું કહું છું કે તારા હાથ ખેંચ.'

'હા! બંધ કરો ! બંધ કરો !' તમાસબીનોએ પોકાર કીધો,

'કદી નહી !' ગીરામીએ પોકાર મારયો. 'હથીમ માફ માગે તોજ તેમ કરૂં!'

'ગીરામી ! હું તુને ફરમાવું છું કે તારા હાથ ખેંચ ?' ગેસુએ હુકમની ઢબે કહયું.

'હું મારો જવાબ આપી ચુકયો છું.'

'ઉછાછલા બેટા !'

'હથીમ ! તારી સંભાળમાં રહે ! સંભાળમાં રહે !' ગીરામ વધુ ઝડપથી હાથચાલાકી દેખાડતાં બોલયો.

'શું તું મારા હુકમનો અનાદર કરે છે ?' ગેસુએ ઉશ્કેરાઇ પુછયું.

'મારી આબરૂ તે તમારી આબરૂ ! જો આબરૂનું કોઇ અપમાન કરે તો શું હું ચુપચુપ સહન કરૂં ?' ગીરામીએ જણાવયું.

'યા અલ્લાહ ! પેદર તરફની ફરજનો બેટામાં જરાએ અંશ જણાતો નથી,' ગેસુએ કહયું 'હથીમ બેટા ! શું તું તારા હાથ નહી ખેંચે ?'

'હા ! હા ! હસીમ! એનો સુખન કબુલ કર !' તમાસગીરોએ ટેકો આપયો.

હથીમ બે ચાર પગલાં પાછો હઠી ગયો, શમશેર નીચે કીધી અને નમયો.

'તમારા સુખનને મેં માથે ચઢાવયો છે, લેકીન તમારા બેટાની તુંડાઇ હું કોઇ બીજી નવરી જગયાએ તોડયા વગર રહીશ નહી' હથીમે જણાવયું.

'આહ! છટકી જવાનો આ ઠીક રસ્તો શોધી કાઢયો.' ગીરામીએ તુચ્છકારથી ટીકા કીધી.

તરતજ હથીમે શમશેર પાછી ઉગામી. ગેસુને જગ્યા પાછળ હઠી ગઇ અને બંને હરીફો તલવારબાજીમાં આગળ કરતાં વધુ ઝનુનથી મસગુલ થયા.

ગેસુ એક ડગલું પોતાના બેટા નજદીક વધયો અને પોતાના હાથમાંની નેતરની લાકડી ઉગામી બોલયો, 'કમબખત એક પરાયો મારા સુખનને માન આપે. અને તું નહી.

'અલ્લાહને ખાતર તમો મારી વચે ના આયો! ગીરામી એકદમ ઝનુની થઇ બોલ્યો.

બેતુના મોંહપર ધીક્કારનું વાદળ ચઢી આવેલું સરવેના જોવામાં આવયું. ગીરામીનો ચેહેરો પણ તેમજ થયલો હતો.

બંનેને અતી ધીક્કારથી એક બીજાં સામુ ઝળકતી આંખયોએ જોતા હતાં.

આ ન ધારેલો બનાવ જોઇ તમામ લોક ઠરઠરી ગયું.

---

## પ્રકણ ૫૫ મું.

---

### પેદરનું અપમાન.

'પેદર ! તમે તમારી સંભાળમાં રહો!' ગીરામીએ જણાવયું 'મારા જુસ્સાને વધુ ઉશકેરો ના.'

'હું તને હુકમ કરૂં છું કે તારી શમશેર પાછી મયાનમાં ખોસ !' ગેસુ ઠંડેરાથી બોલ્યો.

'પેહેલાં તમારી નેતર નીચે કરો !'

'બેવકુફ બેટા ! પેહેલાં તારી શમશેર નીચે કર ! હું તેમ તુને ફરમાવું છું.'

'પેદર ! ફરીથી હું ચેતવણી આપું છુ કે તમે તમારી નેતર નીચે કરો. નહીતર મારા ઝનુની જુસ્સાથી જે બનશે, તેનો હું જવાબદાર નથી, મને ના ઉશકેરો.'

'અરે, તું કયાં જાય છે ?' ગીરામીએ હથીમને જણાવયું 'નેતર અને તારી શમશેરને એકી વખતે હું પુરો પડીશ.'

'બેરાદરો ! તમો સાંભળો છો કે ?' હથીમે હાજર રહેલાંઓને કહયું. 'હવે તમે જ કહો કે એવા સંજોગ હેઠળ હું શું કરૂં?'

'એમ બોલી ફકત તું તારૂં હીચકારાપણું બતલાવે છે.' ગીરામીએ પોકાર કીધો.

'જે શખસ મને હીચકારો કહે—'

'હથીમ ! તે જુઠો લબાડ છે !' ગેસુ વચે બોલી ઉઠયો.

'હથીમ ? હું તને ફરીથી કહું છું કે જો તને તારી શમશેરબાજી પર પુર વીશ્વાસ

હોય તો શમશેર ઉગામ!' ગીરામીએ જણાવયું.

'લુચા! બેઇમાન!' ગેસુએ જણાવયું. 'હું કહું છું તે માનતો નથી?' એટલું બોલી ગીરામીને નેતરથી મારવા ધસ્યો, પણ વીજળીક ઝડપે પોતાના ડાબે હાથે ગેસુને આંચકો મારી જમણે હાથે શમશેરનો એક ફટકો હથીમના હાથપર લગાવી તેને ઘાયલ કીધો.

હથીમ તો ખડો ઉભો રહયો, પણ ગીરામીના આંચકાથી ગેસુએ જમીન માપી આંચકો તેના મહોં પર લાગયો હતો.

જોનારાંઓ થરથરી ગયાં.

અમીરી લોહી ધરાવનાર પેદરને તેના બેટાએ ભર રસ્તામાં મારી તેનું હડહડતું અપમાન કીધું હતું.

'ખસો! ખસો!' ગીરામીએ જણાવ્યું' અને જે પ્રમાણે ભુખયો વાઘ પોતાના શીકાર પર તરાપ મારે તેમ તેણે ભોંય પર મેલેલાં પેલાં નરગીશ ફુલો ઉંચકી લીધાં અને પોતાની છાતી આગળ છુપાવી દીધાં.

'નાપાક! બેઇમાન!' ગેસુ જમીન પરથી ઉઠતાં બોલયો 'પેદરને કીધેલાં આ અપમાન માટે અલાહ કીનો લેવા વગર રહેશે નહીં!'

'મારી નાખો! કતલ કરો! એવા લડકાઓનું સતયાનાશ થાવો!' તમાસગીરોમાં ગડબડાટ થઇ રહયો, અને જેઓ પાસે હથીયારો હતાં, તેઓ તે ઉગામી ગીરામી તરફ ધસ્યા.

---

## પ્રકરણ ૫૬ મું.

---

### પેદરના શ્રાપ.

થોડો વખત સુધી તો હથીયારોના ખણખણાટ તથા હાજર રહેલાઓના બુમ બરાડા સીવાય બીજું કશું તયાં સમજાયું નહી, જે પ્રમાણે જનુની થયલું ભુંડ પોતાને હેરાન કરનારાઓથી નાસે, તેમ અતી ઉસકેરાઇ તથા ઝનુની બની, ધીકાર ભરી નજર ગેસુ પર ફેંકી ગીરામી નાસવા લાગયો, અને એક નાની ગલીમાં અલોપ થઇ થયો.

થોડા જણા ગીરામી પુઠે હથીયારો ઉગામી ગયા—બાકીનાઓ હવે થોડી પળમાં મુવા મંતર ઉભા.

'મહેરબાની કરી મારો હાથ પકડી ઉઠો.' હથીમે ગેસુને હાથ આપતાં કહયું. એનો ટેકો લઇ ગેસુ ઘણી મુસીબતે ઉઠી ઉભો થયો.

'આ બેઇમાન લડકા!' ગીરામી જે ગલીમાં દોડી ગયો હતો તે તરફ હાથ લબાવી ગેસુ બોલયો 'જયાં જયાં તું નાશે ત્યાં ત્યાં અલ્લાહ તારી પર કીનો વરસાવે! તારૂ સતયાનાશ થાવો!'

'જનાબ! આ તમારૂં નેતર!' એક જણે નેતર આપતાં કહયું.

'મુરબી! આ તમારો રૂમાલ!' બીજાએ આપતાં જણાવયું.

'આ તમારી ઝુંટી!' ત્રીજાએ જોડો આપતાં કહયું.

નેતરને જોઇ ગેસુ પાછો ઉસ્કેરાઇ ગયો અને ગીરામીને શ્રાપ પર શ્રાપ દેવા લાગયો.

'મેહરબાને મન! જરા શાંત થાવો!' તમાસબીનોમાંના એકે કહયું 'તમારી ઓરત ઝીબુનનીશા પોતાની સાથે ફરેસ્તા સમાન એક ખુબસુરત નાજનીન સાથે અહીં આવે છે.'

ગેસુએ તે તરફ નજર કીધી અને ઝીબુનનીશા તરફ એવા તો કકડાવીને ડોળા ફેરવયા કે તેણીએ ગભરાઇને તરતજ પોતાની નજર નીચે કરી દીધી, જયારે હમીદા તો આ દેખાવ જોઇ એક પુતળાં મીસાલ થંભ ઉભી રહી.

'શું છે?' ઝીબુનનીશાએ આખરે હીમત એકઠી કરી પોતાના ખાવંદને સવાલ કીધો. 'શું બનયું? ખુદાને ખાતર મને કહો!'

'તમારા આ બેટાએ આ તમીમ લોકની હજુરમાં મને તમાચો મારી પાડી નાખયો, અને તેજ વેળાએ નીરદોશ હથીમને જખમી કીધો. મારી તરફથી હથીમનો તમે ઉપકાર માનો કે જેણે મને ઉઠવામાં મદદ કીધી હતી.' ગેસુ ઝનુનથી બોલયો.

'ધીરા પડો! ધીરા પડો!' ઝીબુનનીશાએ જણાવયું 'જોવો કે આ બધા પરાયા આદમીઓ આપણને જોય છે.'

'તેઓને આગળ આવવા દેવો! કારણ કે એઓ મારા બચાવને માટે ઉભેલા છે.' પછી તમાસબીનો તરફ નજર ફેંકી ગેસુએ જણાવયું 'ઓ ભલા બેરાદરો! તમો મારા સાક્ષી છો કે તમારા દેખતાં મારા નાફરમાન બેટાએ મારીપર હાથ ઉગામયો!

હું તમો પાસે ઇનસાફ માગું છું ! એ બે ઇમાનને તેને બાપની શીક્ષા કરો ! જો ન હી કરશો તો હું શાહ નસીરૂદીન પાસે ઇન સાફ પોકારાવીશ !'

'તમો મને ઇનસાફ આપવા ના પાડો છો ?' તમાસબીનોને ગુપચુપ ઉભા રહેલા જોઇ ગેસુએ કહયું 'ત્યારે તો હું શેહેનશાહ નસીરૂદીનને અરજ કરૂં છું ; શાહ ! શાહ ! ઇનસાફ ! ઇનસાફ !'

'શેહેનશાહને કોણ બોલાવે છે ?' એક અવાજ સંભલાયો 'કોણ ઇનસાફ માગે છે ? શાહ પોતે અંહીં છે !'

અને ખરેખર ! તદન સાદા પોશાકમાં સજ થએલો અને અડતાલીશ વરસની ભરતી દેખાડનારા એક ખાનદાની પુરૂષ ત્રણ ચાર હજુરયાઓ સાથે ત્યાંથી પસાર થતો તેમની નજરે પડયો, તે કોઇજ નહી પણ શેહનશા હ નસરૂદીન યાને હુમાયુન હતો. તેની પુઠે તેનો નીમેલો કાઝી હાફેઝ આવયો હતો.

'ખરેખર ? શાહ પોતે ! શેહનશાહ સલામત ! શહેનશાહ સલામત !' અવાજો તેજ ઘડીએ સંભલાવા લાગયા.

'શેહનશાહ !' ઝીબુનનીશા અતી ગ ભરાઇ ફીકી ફક થઇ બોલી.

'આહ ! આખરે ઇનસાફનો ફરેસ્તો ! ભલે પધારયા તમો નામવર !' ગેસુ ખુશા લીથી બોલયો, 'ઇનસાફ ! ઇનસાફ !'

---

## પ્રકરણ ૫૭ મું.

---

### ભર રસ્તે ઇનસાફ.

તમાસબીનોએ ખસી જઇ શહેનશાહ અને તેની સાથવાળાઓને જગયા કરી આ પી અને પછી સરવ પાછા કુંડાળું વાલી અ તી આતુરતાથી ઉભા.

'ઇનસાફ કોણ માગે છે ?' હુમાયુને પુછયું.

'તારો કમીનો સેવક !' ગેસુ ગુઠણ અંડીએ પડી બોલ્યો.

શાહે તેની તરફ ટીકીને જોયું.

'આહ ! વળી પાછા તમેજ ! હજી તો પરમ દીનેજ તમોએ એક બાદી માટે અરજ કીધી; આજે તમે ઇનસાફ માટે પોકાર કરો છો ! શું દરરોજ તમને કાંઇને કાંઇ જોઇએ છે ?'

'જનાબે આલી ! આજે જે હું તમો પાસે માગું છું તે મને જ્યાં સુધી મળશે નહી ત્યાં સુધી હું તમો નામવરને છોડવાનો નથી.'

'જો તે વાજબી હશે તો તે મેળવવા માં કશી અડચણ પડશે નહી,' શાહે ઉત્તર વાળ્યો.

'એની મુનસફી તમો નામવાર પરજ છોડી દઉં છું.'

ત્યાંથી ખસી જવા હાફેઝે તમાસગીરો ને ઇસારત કીધી કે જેથી ફરયાદ ખુદ શાહ પોતેજ સાંભળે.

'નહી ! નહી ! એમને જવા ના કહો !' ગેસુએ કહયું 'એઓ તો મારા સાક્ષી છે. મારી ફરયાદને એ લોક ટેકો આપશે.'

'ત્યારે તમો ઉભા રહો !' શાહે જણા વયું 'ખચચીત ! આ નુરાબાદ કાંઇ વીચીત્ર શેહેર છે ! ડગલે અને પગલે કાંઇ કાંઇ નવું મળે છે !'

'ઇનસાફના એ ફરેસ્તા ? તમારાં રા જયમાં શમશેરબાજીની તમે મના કીધી છે એ બીના શું ખરી ?'

'હા ! મેં તેમ હુકમ કીધો છે ! લોક જરા જરામાં ઉશકેરાઇ નાહક એક બીજાને કતલ કરે છે, તેનો અટકાવ કરવા આજે સ હવારના પણ મેં હાફેઝને તાકીદ કીધી છે કે જેઓ એમ કરતાં પકડાય, તેમને સખત માં સખત શીક્ષા કરે.'

'જનાબ, થોડીજ પળ આગળ અહીં લોકના કુંડાળાંની વચે બે જવાનયાઓ શમ શેરથી લડતા હતા.' ગેસુએ ખબર આપી.

'અત્યાર સુધી હું એમ ધારતો હતો કે મારાં રાજ્યમાં બાદશાહી ફરમાનનો અના દર કરી ઉછાછળાઓ એકાંત જગયામાં શમ શેરબાજી ખેલે છે કે જેથી કાયદાની ચુંગાલ માં આવે નહી.'

'લેકીન આ બે જવાનયાઓએ તો નુરાબાદનો ધોરી રસ્તો તે કામસર પસંદ કીધો કે જેથી રેહેવાસીઓ સાક્ષી રહે.'

'હાફેઝ ! તમે સાંભળો છો કે ?' શા હે હાફેઝ તરફ ફરી કહયું.

'યા અલ્લાહ ! યા ખુદા ! ઝીબુનની શા નીરાશીથી બડબડી.

'શું એ પોતાના બેટાને શીક્ષા કરાવ વા માંગે છે ?' હમીદાએ મનસે સવાલ કીધો.

'તેમની મારામારીનો સબબ તપાસવાની કશી જરૂર નથી.' કાઝી હાફેઝ તરફ નજર ફેંકી ગેસુએ જણાવ્યું 'હું તે જાણુ તો નથી અને તે જાણવાની કશી દરકાર પણ કરતો નથી. હું ફક્ત એટલુંજ જાણુ છું કે મારા મકાનની નજદીક ભર રસ્તાપર તમો જેહાંપનાના નાદર હુકમનો અનાદર કરી બે જવાનયાઓ શમશેરબાજીથી એક બીજાનો જાન લેવા મસગુલ થયા હતા.'

હુમાયુનના ભવાં પર કાળાશ ફેલાયો.

'અને તમે વચે શા માટે પડયા નહી? તમારા મોભાની રૂએ શા માટે તેમને અટકાવયા નહી?'

'જનાબે આલી! મેં તેમ કીધું. એક જવાનયાએ મારા હુકમને માન આપયું.'

'ઠીક! તે જવાનને ઓછી શીક્ષા કરવામાં આવશે.'

'જેહાંપનાહ! લેકીન, બીજાએ પોતાના હરીફને અપમાન પર અપમાન કરી ઉશ્કેરયો; એટલુંજ નહી પણ મારા હુકમનો અનાદર કરી નહી ધરાતાં તેણે મારાં મોંપર તમાચો મારી મને ભર આલમમાં ભોંયપર પાડી નાખયો!'

'આ તો હદ થઇ! હાફેઝ! તમો સાંભળો છો કે? એક જાણીતા બુઝરગ આસામીને ભરરસ્તે એક જવાનયો આંચકો મારી પાડી નાખે? શું એ વાત ખરી?' શાહે તમાસગીરોની આસપાસ નજર ફેંકી પુછયું. એવું ધારીને કે તેઓ ગેસુનો હેવાલ સહરાગાત ભરયો કહે.

પણ દરેક મોંહ જાણે સીવાઇ ગયલાં હતાં. આ ચુપકીદીની વચે ફક્ત ઝીબુનની શાના ડચકાં અને હુમીદાના ધીમા નીસાસાનો અવાજ સંભળાતો હતો.

## પ્રકરણ ૫૮ મું.

### બેટાના મોત માટે પેદરની માગણી.

'પછી શું બનયું?' હુમાયુનશાહે ગેસુને સવાલ કીધો. 'તમો શું કહેવા માગો છો?'

'કુલ આલમના રક્ષક! એક બુઝરગને ભર રસ્તામાં એક જવાન મારે યા તેને આંચકાથી પાડી નાખે તો તેને શી સજા?'

'જો તે શખસ અમીરી ખાનદાનનો યા જાણીતાં ખાનદાનનો હોય તો જાહેર હીનપસ્તીમાં લાવી, તેને ઉમરભર કેદની સજા કરવામાં આવે. જો તે પરકોમનો હોય તો ફાંસીનુ લાકડું તેને માટે તઇયાર હોય છે.' હુમાયુન શેહેનશાહે જણાવયું.

'અને જનાબે આલી! જો તે મારનાર શખસ ખુદ માર ખમનારનો બેટો હોય તો?'

'અય બુઝરગ! એ તું શું સવાલ કરે છે? મને ધાસ્તી છે કે તારા બોલવાની મતલબ હું પુરેપુરી સમજતો નથી. તમો ઉશકેરાઇને ના બોલો.' શાહે કહયું.

'ધારો કે માર ખમનાર ખુદ પેદર હોય અને મારનાર તેનો બેટો હોય તો શી શીક્ષા?'

આખાં ટોલામાં ગણગણાત થઇ રહયો.

શેહેનશાહ બે ડગલાં પાછલ હઠયો અને અજાયબીથી ગેસુને નીહાલવા લાગયો. 'શું એ પાછલ તો નથી થયો?' તે મનસે બડબડયો.

'તદન અશકય! મનાય નહી તેવું!' શાહે મોટેથી કહયું.

'આ મુરબ્બી!' ગેસુએ જણાવયું 'મારો બેટો ખુની તથા કીરથી હતો અને તે માટે તમો પાસે તેની માફીની અરજ ગુજારી હતી. જનાબ! હવે તેટલીજ કાકલુદીથી હું ઇનસાફ માગું છું કે જે બેટાએ તમામ લોકના વચયે તમાચો મારી મને પાડી નાખ્યો.........'

'ગેસુ! ગેસુ!' શાહે જણાવયું 'તું શું માંગે છે તેનો તુંને ખ્યાલ પણ છે? તું તારા બેટાનું મોત માગે છે.'

'જનાબે આલી! હું ફક્ત ઇનસાફ માગું છું. એક બેટો કદી પણ એ રવેસે વરતે નહી. અપમાન ખમેલો એક પેદર ઇનસાફ માગે છે.—જો તમે મને તે ના પાડશો તો હું ખુદાને તે માટે અરજ કરીશ, જેહાંપનાહ! મારી ફરયાદ તમે સાંભળી છે; હવે શું કરવું તે તમારા હાથમાં છે, મને તેની સાથે કાંઇ લાગતું વળગતું નથી.'

એટલું બોલી નમીને તેણે સાંધી રૂખસદ લીધી, તમાસગીરોએ તેને જવાને માટે રસ્તો કરી આપયો.

ગરીબ બીચારી ઝીબુનનીશા! તેતો હુમીદાના હાથમાં બેસુધ થઇ પડી.

હુમાયુનશાહે આસપાસ ઝડપી નજર નાખી લોકના મનમાં શો વીચાર હતો તે જાણવો હમેશાની રીત પ્રમાણે કોશેશ કીધી, આર પછી ફીક્કા ફચ થયલા હાફેજ તરફ ફરી કહયું; 'હાફેઝ!'

'જનાબે આલી!' કાઝીએ ઉતર વાલ્યો.

'પેલી અબલા વારૂં એની માદર નથી?' તેણે ઝીબુનનીશા ભણી આંગલી દેખાડી પુછ્યું.

'જનાબની અટકલ ખરી છે.' હાફેઝ ડગડગતાં બોલ્યો.

'ઠીક!' શાહ એક પલ થોભી બોલ્યો 'જયારે તમે આરા કાઝી છો તો એનો ઇનસાફ કરવાનું કામ તમનેજ હું સોંપું છું. જયાંસુધી ગુનેહગાર પકડાય નહી ત્યાં સુધી તમોએ મારી આગલ આવવું નહી, કોઇ પણ રીતે એને પકડવો જોઇએ.'

'જેહાંપનાહ! મારેથી બની શકતું સરવ હું કરીશ.'

'તેમ કરવુંજ જોઇએ,અને તે પણ બનતી ઉતાવળે—સબબ, તમે ધારતા હોવો તે કરતાં વધુ અગતની એ બાબદ મને માલમ પડે છે.'

'જનાબે આલી! શા માટે?' હાફેઝે બીહીતા પુછ્યું.

'અગાર સુધી કોઇ પણ શાહ હજુર એવી ફરયાદ આવેલી મેં સાંભળી નથી.' એટલું બોલી શાહે ત્યાંથી ચાલુ મુકયું.

'ઓ ખુદા!' શાહ મનસે વીચારવા લાગયો 'એની શી મતલબ હશે? શો ભરમ હશે? ગેસુ બોલ્યો કે એક બેટો કદી પણ એ રવેસે વરતે નહી! યા અલ્લાહ! તારી ભલી કરમ બક્ષેસથી આ બનાવનો ભરમ મને જણાવ!'

તે જગયાપર જાણે ચીટકી ગયો હોય તેમ હાફેઝ ત્યાંજ ડંભ થઇ ઉભો રહયો.

'શાહનો સાફ હુકમ છે કે જયાંસુધી ગીરામી પકડાય નહી ત્યાં સુધી મારે તેને મોં દેખાડવું નહી. એમ કરયા વગર છુટકજ નથી, ઓ ગીરામી! ગીરામી! તારૂં તે કેવું કીસ્મત હશે કે એક બલામાંથી નીકળી તરતજ બીજી બલામાં તું પડયો જાય છે? તારી માદરના જીગરમાં જે આગ હમણા બળતી હશે તેનો હું ખયાલ કરૂં છું. ગેસુ! તારા દીલમાં દયાનો ઝીણામાં ઝીણો રોહ પણ સુકાઇ ગયો?' હાફેઝ બડબડયો 'ચાલ બીચારીને મકાને પુગાડી આવું.'

ઝીબુનનીશાને ટેકો આપી ચલાવવા તેણે હાથ લાંબો કીધો, પણ ઝીબુનનીશાએ અરધી બેસુધ હાલતમાં શાહનો હુકમ સાંભલયો હતો; તેણી ધુજતી બોલી; નહી, નહી! તમે નહી! તમે નહી!'

હાફેઝે નજર નીચે કીધી.

'માદર! શા માટે મારો પેદર તમોને ટેકો આપી ઘરે નહી લઇ જાય?' હમીદાએ પુછ્યું.

પણ ઝીબુનનીશાએ પોતાની આંખયો બંધ કરી સઘળું જોર એકઠું કીધું અને પછી હમીદાની મદદથી ધીમે કદમે તેણીએ પોતાના મકાન તરફ જવા ચાલુ મુકયું.

તમામ લોક અતી ઘણી દયાથી તેણીની તરફ જોવા લાગયું.

---

## પ્રકરણ ૫૯ મું.

---

### હમીદાની માનત્તજારા.

ઝીબુનનીશા સાથે હમીદા મકાનમાં દાખલ થતે, પણ દરવાજા આગલ તેણીને તેણીના બાપે થોભાવી.

'હમીદા!' હાફેઝ બોલ્યો 'આ મકાન આપણે હવેથી તરક કીધુ છે, ઝીબુનનીશાને મળીભેટી મને અહીં આવી મળ.'

'પયારા પેદર! શા માટે?'

'જે માદરના બેટાને કતલ કરવાની મને ફરજ પડશે, તે માદરના મકાનમાં શું આપણે રહયે?'

'કતલ! ગીરામીને કતલ!' હમીદા ફીક્કી પડી જઇ બોલી 'પેદર! શું તમો એમ ધારો છો કે શાહ ગીરામીને મારી નખાવશે?'

'મોત સીવાય જો કોઇ બીજી ભારે શીક્ષા હતે તો ગીરામીને તે ભોગવવી પડતે.'

'પયારા પેદર! ગેસુ આગળ તમો શું નહી જાવો અને સમજાવો? તમારા સમજાવયાથી કદાચ એ ફરયાદ ખેંચી લે!'

'મારેથી તેમ બને નહી!'

'શું ઝીબુનનીશા પોતાના ભરથાર આગળ જઇ તેને નહી સમજાવે?'

હાફેઝે ડોકું ધુણાવયું. 'હું નહી ધારતો કે તેમ તે કરે.' તેણે જણાવયું.

'યા અલ્લાહ!' હમીદા ઉસ્કેરાઇ મ કાનમાં દોડી જતાં બોલી 'હું ઝીબુનનીશા આગળ જઇ અરજ કરીશ; કાલાવાલા કરીશ કે જેથી તે પોતાના બેટાનો જીવ ઉગારવા કોશીશ કરે.'

એક કલાક અગાઉ જે ઓરડામાં તે ણીના બેટાની હજુરમાં તે ખુદાની બંદગી કરતી હતી, તેજ ઓરડામાં ઝીબુનનીશા દલ ગીરીમાં ડુબી બેઠેલી હતી. કલાક અગાઉ તે ણીનું જીગર ખુશાલીથી છળ છળ થતુ હ તું; હમણા ગમીની આગમાં જળજળતુ હતું. હસી પછી ગમી!

'માદર! માદર!' હમીદા ગુઠણુમં દીએ બેસી બોલી 'ગીરામીને બચાવવા શું કાંઇ ઉપાય છેજ નહી?'

'તારા પેદરે શું કાંઈ એવી આશા આપી' ઝીબુનનીશાએ વલતો સવાલ પુછયો.

'નહી!'

'મારી પયારી બેટી! ત્યારે તારો પે દર જે કહે છે તે માન.' એટલુ બોલી ઝી બુનનીશા દડદડ રડવા લાગી.

'લેકીન પયારી માદર!' હમીદાએ ત કરાર ચાલુ રાખી 'મને લાગે છે કે જો તમે ગેસુ આગળ જઇ સમજાવો તો—'

'તે મારી અરજ નામંજુર કરશે.'

'માદર! આખર કરે ને પેદર તે પેદર!

'હા! પેદર!' એટલું બોલી પોતા ના બંને હાથોથી ઝીબુનનીશાએ મોં છુપાવયું.

'હું કરગરી કહું છું કે કાંઇ નહી તો તમે કોશીશ કરો!' હમીદાએ મીનતજારી જારી રાખી.

ઝીબુનનીશા વીચારમાં ગરક થઇ.

'તેમ કરવાનો મારો હક નથી, પણ મારી ફરજ છે.' તેણીએ આખરે જણાવયું.

'ખફીજા! તારો માલીક હમણાં કયાં છે?

'તે પોતાના ઓરડામાં છે અને બાર ણું બંધ કીધુ છે.'

'હમીદા દીકરી! તું જોતી તો હશે કે એણુ શું ઠરાવ કીધો છે?'

'તમારા માયાળુ શબદોથી તેને બારણું ઉઘાડવા લલચાવો.' હમીદાએ સુચવયું. 'મા રી ખાતરી છે કે તે બારણું ઉઘાડશે.'

ઝીબુનનીશાએ ઉઠવા કોશીશ કીધી, પ ણ પાછી બેઠકપર ફસડાઇ પડવાની તેણીને ફરજ પડી.



'દીકરી! તું જોય છે તો ખરી કે મારૂં તમામ જોર જતું રહયું છે.'

'માદર! હું તમને મદદ કરીશ. લાવો તમારો હાથ!' હમીદા તેણીનો હાથ પોતા ના હાથમાં લઇ ઉઠાડતાં બોલી.

ઝીબુનનીશાએ નીશાશો મેલ્યો અને પોતાને ઘસડવા દીધી.

---

## પ્રકરણ ૬૦ મું.

---

### હમીદાની નવી યોજના.

થોડીવાર પછી ગીરામીની માદરે અને હમીદાએ ગેસુનું બારણું ખખડાવયું.

'કોણ છે?' અંદરથી ખોખરો અવાજ સંભલાયો.

'હું છું!' ઝીબુનનીશાએ ધીમા સ્વરે જણાવયું.

'તું તે કોણ?'

'ગીરામીની માદર!'

બંને જણુનો અંદરથી નીશાશ જેવો અ વાજ સાંભલ્યો. ત્યાર પછી ધીમા ભારી પગ લાંનો સાદ સંભલાયો અને છેલ્લા આખરે બારણું ઉઘડયું.

ગેસુ જણાયો; લેકીન અરધા કલાકના અરસામાં કેટલો બધો ફરક? જાણે તેણે બી જાં દશ વરસ પસાર કીધાં હોય. એવો તે જણાતો હતો.

'તું? પણ તમે કાંઇ એકલાં નથી.' તેણે જણાવયું 'તું એકલી આવવાની હીમત કરશે એમ મેં વીચારયુંજ નહીહતું.'

'મારા બેટાને બચાવવા ગમે તે કર વા તઇયાર છું.' ઝીબુનનીશાએ ઉતર વા લયો, આ વેળા તેણીએ કાંઇ ઠરાવ કીધો હોય એમ જણાતું હતું.

'તયારે તો અંદર આવ! પણ એ કલીજ!'

'મેહરબાન! માદરની મીનતજારીને ટેકો આપવા તમારા દોસ્તની બેટીને શું ત મો નહી આવવા દેવો?'

'ઝીબુનનીશા મને જે કહેવા આવી છે તે જો તે તારી સનમુખ કહેવા પસંદ ક રતી હોય તો ભલે તમે આવો.' ગેસુએ જણાવયું.

'અરે નહી! નહી!' ઝીબુનનીશા એ જણાવયું 'હું એકલીજ દાખલ થાઉં છું. આપણે બને એકાંજ હોવાં જોઇએ.'

'જેમ તમારી મરજી !' હમીદા આ રણાથી દુર જતાં બોલી. બારણું બંધ કરવામાં આવયું. હમીદા થોડે દુર બાહેર ઉભી રહી અને તરેહવાર વીચારમાં મસગુલ થઈ. તરેહવાર તરંગો તેણીના મનમાં આવતા તથા અલોપ થતા હતા. તેણીના શબદોને બદલે ફકત તેણીના ઉશકેરાયલાં દીલનાં ધબકારા સંભળાતા હતા. વારંવાર ઝીબુનનીશાની મીનતજારીનો ગણગણાત ઓરડામાંથી આવતો સંભળાતો હતો. તયાર પછી કોઈનો પડવાનો અવાજ સંભળાયો.

હમીદાએ ધારયું કે ઝીબુનનીશા પડેલી હોવી જોઈએ. તરતજ તેણીએ બારણું ઉઘાડયુ તો તેણીની અટકળ ખરી જણાઈ.

તે તરતજ અંદર દોડી ગઈ કે ઝીબુનનીશાને ઉંચકે: લેકીન, તેણીથી દશ પગલાં દુર ઉભેલા ગેસુએ તેણીને અટકાવી અને માથાના થોડા ઘણા ભેલ સાથે તેણે ઝીબુનનીશાને ઉંચકી પાસેના ઓરડામાંના બીછાણાપર સુવાડી અને 'ગરીબ બીચારી ! ગરીબ બીચારી !' બડબડતો તે પાછો આગલા ઓરડામાં ગયો અને બારણું અગાઉની માફક તેણે બંધ કીધું.

પાંચ મીનીટ પછી ઝીબુનનીશાએ આંખયો ખોલી, બનાવો સઘળા યાદ કીધા અને પોતે કયાં હતી તે જોયું.

'આહ ! હું જાણુતી હતીજ ! જાણીતી હતીજ !' તે બડબડી.

તેજ વેળાએ બારણા બાહેર હમીદાએ હાફેજનો સાદ સાંભલયો: 'બેટી મારી ! હવે આપણુને અહીંથી નીકળી જવુંજ જોઈએ.'

'હા ! હા ! બેટી હમીદા જા !' ઝીબુનનીશાએ કહયું.

હમીદા તેણી આગળ ઘુટણુમંદીએ પડી બોલી 'માદર તારા મુખથી મને આશીરવાદ આપ, કે જેથી ગીરામીને બચાવવા જે કોશેશ હું કરવા માંગું છુ તેમાં મને ફતેહ મળે.'

ઝીબુનનીશાએ અતી માયાથી પોતાનો ધ્રુજતો હાથ ખુબસુરત હમીદાના માથાપર મેલયો અને ધીમે સ્વરે કહયુ: 'અલાહ તારૂં ભલું કરે અને જીંદગી તુલીક ખુશી ખુશાલીમાં રાખે !'

ઝીબુનનીશાને ભેટી હવે હમીદા બાહેર આવી, પોતાના પેદરનો હાથ પોતીકા હાથમાં લીધો અને તે મકાન છોડી ગઈ.

પણ રસ્તા પર પગ મેલવાને સેજ વખત થયો તેટલાંજ તેણી ચાલતી અટકી ગઈ અને બોલી 'પેદર ! તમે કયાં જાવો છો ?'

'નામવર શાહે આપણે માટે જે મકાન તઈયાર કરાવયું છે તયાં. જે બનાવો બનયા છે તેથી હવે હું આ નવું મકાન વધુ પસંદ કરૂં છું.'

'તે કયાં છે ? જે જોગનશાળામાં ગુલશને ઉતારો લીધો છે તેનેથી કેટલું દુર છે ?' હમીદાએ સવાલ કીધો.

'આપણા રસ્તાપરજ છે.'

'તયારે તો ઘણું સારૂં ! લેકીન થોડીવાર જોગનશાળામાં થોભવાની મને તમે રજા આપશો ?'

'તારે ગમે તે કર, બેટી ! ખરેખર ! હવે એજ ઉપાય બાકી રહયો છે.' હાફેઝ પોતાની બેટીની અકકલ પર ખુશી થતો બોલયો. આફતની વેળા ગુલશન તેમને એક ફરેસ્તા સમાન લાગી, કાંઈ નહી જણાયલું આકરશણ તેમને તેણી તરફ દોરવી લઈ જતું હતું. ગુલશનનાં ખરાં ખાનદાનથી હમીદા ફકત આગલી રાતેજ અચાનક જાણીતી થઈ હતી; હાફેઝ હજી તેથી તદન અજાણ હતો. કુદરત પોતાનું કામ ગુપચુપ કરી જાય છે.

---

## પ્રકરણ ૬૧ મું.

---

### લાલ મીનારનો શેર.

જોગનશાળાની મુલાકાત હમીદાના ફલવંત ભેજાનું પરીણામ હતું. તે એક કોશેશ હતી. જે પ્રમાણે કુલતું આદમ તનખાંને વલગે, તે પ્રમાણે હતું, ફતેહ મળે યા નહી પણ મળે.

તોપણ ગુલશન બેધડક જોગનશાળામાં પેઠી અને ગુલશન સાથે કાંઈ વાતચીતમાં મશગુલ થઈ.

હાફેઝ મકાન બાહેર રસ્તા પરજ ઉભો રહયો. તેને ઉભો રહયાને પાંચ મીનીટ પસાર થઈ નહી હશે, તેટલાં તેણે લોકને 'લાલ મીનાર' તરફ દોડી જતાં જોયાં.

શું હશે તેનું કારણ જાણવા તેણે નજરથી કોશેશ કીધી; પણ નજરે જવાબ ન

ણી વાળ્યાથી તેણે હવે પરપુછ કીધી, તો તેને માલમ પડયું કે એક અમીરને પકડવા બાદશાહી ફરમાન બાહેર પડયું હતું, પણ તેની સામે થઇ તે અમીર લાલ–મીનારમાં થમશેર એંચી ઉભો હતો, અને પોતાને પકડવા આવનારાઓને ઘણા ઝનુનથી જખમી કરતો યા કતલ કરતો હતો.

'આ અમીર તે ગીરામી તો નહી હોય?' હાફેઝે વમાસ્યું. તરતજ આ ખયાલ મનમાં આવતાંજ જે તરફ લોક ધસ્તું હતું ત્યાં તે જવા લાગયો.

જેમ જેમ તે નજદીક જતો ગયો, તેમ તેમ લોકની ઠઠ વધતી ગઇ અને ઘોંઘાટ પણ તે પ્રમાણમાં વધતો ચાલ્યો. ઘણી મુસીબતે તે પેલા મીનારાની લગોલગ જઇ લાગયો. તમામ લોકે આ મીનારાને જાણે ઘેરો ઘાલ્યો હતો.

મીનારાના પેહલા મજલા આગળ ખુનખાર ઝપાઝપી થતી હતી, જેના હથયારોનો ખણખણાત તથા જખમી થયલાની ચીચાયીઓ તથા શ્રાપ નીચે સંભલાતા હતા. જખમી થયલાઓ મીનારામાંથી જેવા બાહેર નીકલતા કે તરતજ બીજાઓ ઉશકેરાઇ અંદર ઘુસ્તા હતા, એકાદ બે મુરડાં તો બાહેર લાવી જમીનપર મેલેલાં પણ હતાં.

કાઝી દાખલ હાફેઝે પરપુછ કીધી તો જણાયું કે એક જવાને પોતાની પુઠે આવેલા પાંચ છ જણાઓથી બચવા આ મીનારાના દાદર પર ચઢી જઇ આસરો લીધો હતો. બધાઓ હથયારબંધ હતા. તયાર પછી તે જવાન અને તેની પુઠે આવનારાઓ વચે ખુની ઝપાઝપી થઇ અને અતયાર સુધીમાં તે જવાન ફતેહમંદ હતો.

"તેનું નામ?"

"ગીરામી! ગીરામી! ગીરામી! તારા હાથ શું હમેશાં લોહીથી ભરપુરજ રહેવાના કે?" હાફેઝ બડબડયો.

આ ઝપાઝપી કલાકેક સુધી ચાલુ રહી હતી, જેટલા વખતમાં ઘણા જણાને ગીરામીએ ઘાહેલ કીધા હતા અને કેટલાકોને તો કતલ પણ કીધા હતા.

સીડી ઘણી સાંકડી હોવાથી ગીરામીની તરફેણમાં સઘળો બનાવ બનતો હતો.

સેહજ આનાકાની સાથે હાફેઝ મીનારાના દરવાજામાં દાખલ થયો.

"આવો! હીચકારાઓ! આવો! તમારી માદરનું જો તમે દુધ પીધું હોય તો ઉપર આવો!" ગીરામીનો પોકાર તેણે થાંભલયો "તમો સઘળાઓ સામે હું એકલો છું! અહીં હું મારી જીંદગી આખર તો કરીશ, પણ તે આગમચ તમો સયતાનોને પણ હું ફાવીશ. હીચકારાઓ! કેમ? કોઇ નથી આવતું?"

હાફેઝે એક પલમાં સઘળો મામલો જોઇ લીધો. દઇયત ફોકટની મારી જતી તેણે ધારી. મામલો તમામ ગીરામીની તરફેણમાં હતો. તેથી જેવા બીજાઓ ઉશકેરાઇ હથયારબંધ ઉપર જવા તઈયાર થયા કે હુકમની ઢપે હાથ લંબાવી હાફેઝે મોટેથી કહયું; "સબુર! નુરાબાદનો હું કાઝી હાફેઝ છું; અને નામવર શાહ તરફથી હું અહીં આવયો છું."

"મારી નાખો! કતલ કરો!" ઉશકેરાયલાં લોકે હાફેઝના બોલવા પર મુદલ મચક નહી આપી પોકાર કીધો "એ બદમાશને કતલ કરો!" તેજ વખતે એક બીજો તદન જખમી હાલતમાં નીચે ઉતરી આવયો. લોકોના ગુસ્સાનો હવે સુમાર રહયો નહી.

---

## પ્રકરણ ૬૨ મું.

---

### હાફેઝની હીમત.

"મારો! કાપો! કતલ કરો!" આસરે અરધો દજન શખસો સીડીપર ચઢવાના ઇરાદાથી ધસ્યા.

"તમો શું મારૂં માનતા નથી?" હાફેઝે મોટેથી કહયું "હું તમોને કહી ચુકયો છું કે નામવર શાહના હુકમથી હું અહીં કાઝી દાખલ આવયો છું.

"નહી!" એકે તોછડાઇથી ઉતર વાળયો "ખુનીએ મારા ભાઇને મારી નાખયો: એટલે ઇનસાફ અમો પોતેજ કરીશું. શાહને જલ્લાદની કશી જરૂર રહેશે નહી."

"બેરાદરો! તમો સંભાળો! આ કાંઇ સીકંદરશાહનું રાજ નથી." હાફેઝે ગીરામીપર ગુસ્સો ખાલી કરવાને બદલે હવે ઉશકેરાયલાં ટોળાંપર કીધો.

'પણ તમો શું માંગો છો?' કેટલાકોએ પુછયું.

'તમે મને અંદર જવા દેવો.'

'શા માટે?'

'જેની સામે તમો લડવા જાવો છો તેની શમશેર લેવા માટે.'

'ખરેખર!' કેટલાક હસી બોલ્યા 'અરે એને જવા દેવો; ગમત પડશે.'

'કેમ? અચકાવો છો શું કરવા?' ગીરામીએ ઉપરથી પોકાર કીધો 'કંગાલો! હીચકારાઓ!'

તરતજ ઉપરથી એક ચીચારી સંભલાઇ જે પરથી જણાયું કે ગીરામીની તલવારે એક વધુ ભોગ લીધો હતો. વળી પાછો હથયારોનો પણ ખણખણાટ વધુ જોરથી સંભળાયો, જે પરથી ઝુમબેશ જોશમાં ચાલતી ખુલ્લી જણાઇ.

'એને મારો ના! એને મારો ના!' હાફેઝે બુમો પાડી 'હું એને જીવતો પકડીશ!'

'જીવતો? મને જીવતો પકડે?'

'ગીરામીએ પુછયું એવો કોણ શેર છે કે જે મને જીવતો પકડે?'

'હા હું?' હાફેજે નીચેથી ઉતર વાળ્યો.

'તું તે કોણ?'

'હુ હાફેઝ બીન હોશંગશાહ પોતે!'

ગીરામીના શરીરમાંથી ધ્રુજરીનો ચમકારો જાણે પસાર થયો.

'આહ! હું તમારો અવાજ પીછાણું છું.' ગીરામીએ જણાવયું 'વારૂં! તમો શું માંગો છો? ઉપર આવો, પણ એકલા આવો.'

'ભાઇઓ! તમે મને પસાર થવા દેવો.' હાફેઝે સીડી ઘેરી ઉભેલાં ટોળાંને જણાવયું. આ વેળા તે એવો તો ઠઠેરાબંધ બોલ્યો હતો કે ટોળું ખસી ગયું અને હાફેઝ તે સાંકડી સીડીપર ચઢવા લાગયો. પણ લગભગ દરેક પગથયાપર તેણે મરણ પામતા યા મરણ પામેલાં આદમીઓની લાશ દીઠી. બથરાયલા લોહીપરથી તે આખરે પસાર થઇ ગીરામીની રૂબરૂ જઇ ઉભો.

ગીરામીનો ડાબો હાથ ઝભાથી વીંટાળેલો હતો, તેના કપડાં ફાટીટુટી ગયાં હતાં અને બે ત્રણ જખમોમાંથી લોહી વહેતું હતું.

'તમે શું માંગો છો?' ગીરામીએ હાફેઝને સવાલ કીધો 'આ હીચકારાઓના હથયારો કરતાં તમારા એકજ શબ્દથી તમે મારાં શરીરમાં બીક ઉતપન કીધી.'

હું ફકત તમારી આ લોહીયાર શમશેર માંગું છું. મને આપો.'

'મારી સમશેર?' ગીરામી ઠઠાની ટપે હસી બોલયો.

'હું જે માંગું છું તે એકે' હાફેઝે ગંભીરાઇથી શાંતપણે જણાવયું 'તમો બચાવ કરવાનું મોકુફ કરો અને મારા બંધીવાન થાવો.'

'એ ચમતકાર કરવા તમો કોણને કબુલાત આપી આવયા?'

'શહેનશાહ નસીરૂદીનને.'

'ભલે! ભલે! મેહેરબાની કરી તમારા એ શાહ આગળ પાછા ફરો અને જણાવો કે જે કામ સોંપવામાં આવયું છે તે તદન અશકય છે.' ગીરામીએ હાફેઝને સલાહ આપી.

'અય બેવકુફ! તું શાની આશા રાખે છે?'

'મારતાં મારતાં મરવાની!'

'ત્યારે તો મને મારી નાખ!' હાફેઝ તેની આગળ જઇ બોલયો.

---

## પ્રકરણ ૬૩ મું.

---

### 'ગ્રહસ્થનો સુખન.'

હાફેઝને કાંઇ પણ હથયાર ઉગામયા વગર પોતાની આગળ આવી ઉભેલો જોઇ ગીરામી બે ડગલાં પાછળ હઠયો અને તેણે શમશેર નીચે કીધી.

'હાફેઝ! જો તમને સલાહ આપું છુ કે તમો આ બાબદમાં મારી વચે આવોના? હું છું અને આ નીચે ઉભેલા હીચકારાઓ છે. મારી વચે પડવાથી તમો કાંઇ પણ હાંસલ કરવાના નથી અને તે છતાં હું કસમ ખાઇ જણાવું છું કે જો કાંઇ હાન તમોને પુગશે તો તે માટે હું ખરાં જીગરથી દલગીર થઇશ.'

હાફેઝ એક ડગલું આગળ વધયો.

'તમારી શમશેર!' તેણે જણાવયું.

'મેં તમોને ખુલું જણાવયું છે કે તે ફોકટ છે, ઘણું જોખમભરયું કામ તમે માથે ઉઠાવયું છે.'

'તમારી શમશેર!' હાફેઝે બોંહોંશ કીધી.

'કાંઇ નહી તો તમારી શમશેર મયાન માંથી ખેંચી કાઢો!' ગીરામીએ જણાવયું.

'હું કાંઇ લડીને તમારો શમશેર લેવા આવયો નથી. ગીરામી! અલ્લાહ મારો સાહેદ છે કે તારાં દુખ માટે હું ખરાં જીગરથી દલગીર છું. નહી! મારી મીનતજારીથી હું સઘળું સમાધાન કરવા માગું છું, શબ્દ તલવાર કરતાં તેજી છે. ગીરામી! તમારી શમશેર!'

'કદી નહી!'

'ગીરામી! હું કાલાવાલા કરી કહું છું કે તમારી શમશેર મને સ્વાધીન કરો.'

'તમો મારીપર અજબ જેવો લાગવગ ચલાવો છો!' ગીરામી બોલયો 'લેકીન નહી! નહી! મારી શમશેર તો કદી નહી!

હાફેઝે હાથ લાંબો કરી જણાવયું 'તમારી શમશેર!'

અજાયબીથી ગીરામી તેની તરફ ટીકીને જોવા લાગયો. બંનેની નજર એકેક સાથે મળી.

'ઘણું ઘણું અજબ જેવું ગીરામી બોલ્યો મારો પેદર મારી શમશેર મયાનમાં ઓસાવી શકયો નહી. વીશ મરદો મારા હાથમાંથી એ ખુચવી શકયા નહી અને તમે ફકત તમારા શબ્દોથી મને નમાવો છો.'

મને તમારી શમશેર આપો હાફેઝે હઠ લીધી.

'આ ખુનખાર લોહીયાર શમશેર ફકત તમોનેજ હું સ્વાધીન કરૂં છુ. ભલો શાહ માંગતે તો હું તેને નહી આપતે!' ગીરામીએ આખરે શમશેર હાફેઝના હાથમાં નમીને આપતાં કહયું 'કાંઇ ઓર તરેહની લાગણી તમો તરફ મને પેદા થાય છે.'

'ગીરામી! અલલાહ મારો સાહેદ છે કે તારા એક બાલને ઇજા થતી જોઈ મારૂં દીલ ચાક ચાક થાય છે.'

'તમો મારૂં શું કરવા માગો છો?' ગીરામીએ ભવાં ચઢાવી પુછયુ.

'તમે મને કબુલાત આપો કે છટકી જવાની કોશેશ કરો નહી, અને કેદખાનામાં જઇ શેહનશાહના હુકમની રાહ જોવો.'

'હુ તેમ કરીશ.'

'મારી પાછલ આવો.'

હાફેઝની પુઠે ગીરામી ઉતરવા લાગયો.

'જગયા કરો!' હાફેજે બુમ પાડી અને 'કોઇએ પણ આ શખસ સામે એક હરફ વટીક બોલવો નહી; જો બોલશે તો તેને સખતમાં સખત શીક્ષા કરવામાં આવશે કોઇએ એને જરાએ અપમાન આપવું નહી એ મારા આસરા હેઠલ છે.' અજાયબીથી દરેક જણુ તેમને જગયા આપવા ખસ્યું.

નીચે આવતાં તમાસગીરો તરફ ગીરામીએ ધીકકાર ભરી નજર ફેંકી; આ જોઇ કેટલાકો ઉશકેરાઇ પોકાર કરવા લાગયા. પાસે પડેલી લાસના હાથમાંથી તલવાર ઝુટાવી લેવા ગીરામી ઝનુનથી ધસ્યો પણ હાફેજે હાથની ઇસારતથી તેને તેમ કરતો વારયો.

'તેં તારો સુખન આપયો છે!' તેણે જણાવયુ.

'તે માટે તમે ખાતરી રાખો!' ગીરામીએ નીચી મુડી કરી જણાવયું.

ચોકી પેહેરા વગર તેણે કેદખાનાની રાહ ધરી જેની પુઠે પુઠે લોક અજાયબીથી ચાલવા લાગયુ. આ શો ચમતકાર?

ગીરામીને બંધીખાના તરફ જતો પડતો મેલી હાફેઝ દીવાન બહીસ્તમાં શેહનશાહને ખબર આપવા ગયો.

વીચારમાં શહેનશાહ બાગમાં ફેરા આંટા ખાતો હતો.

'જનાબે આલી!' હાફેજે ગુઠણુમંદીએ પડી જણાવયું.

'તમે અહીં આવયાછો તે પરથી હું અટકલ કરૂં છું કે ગુનેહગારને પકડવામાં આવયો છે' હુમાયુને ઉભો રહી જણાવયું.

'નામવરની અટકલ ખરી છે.' 'તે કયાં છે?'

'આ ઘડીએ તો તે કેદખાનામાં હસે.'

'મજબુત ચોકી પેહેરા હેઠળ તમે એને મોકલયો તો હશેજ.'

'મને દીસ્તી સઉથી સલામત રીતે મેં મોકલયો છે.' 'તે કઇ?'

'તેના સુખન પર.'

'તેના સુખન પર તમે વીશ્વાસ મેલ્યો?'

'તમો જેહાંપનાહ વીસરી જાવો છો કે એક ગ્રહસ્થનો સુખન તે સૌગંદ લઈ આપેલી કબુલાત બરાબર છે.'

'જો એમજ છે તો આજે સાંજે મારે એ શખસની મુલાકાત લેવાની છે. તમો હાજર રહેજો, એના પેદરની ફરયાદ મેં સાંભળી છે; હવે બંધીવાન બેટાનો બચાવ પણ મારે સાંભળવો જોઇએ.'

હાફેઝ નમયો. 'અને ખરેખર! આ ગીરામી કાંઇ અજબ કીસમનો માણુસ મને

દેખાય છે.' શેહનશાહ હુમાયુને પોતાના મન સાથે વમાસ્યું 'મારી ઉમરમાં એવો આદમ મને કદી મળ્યો નથી. વળી ઇનસાફ કરવાની હમેશની રીત છોડી દઇ બીજીજ રીત અખતયાર કરવા કુદરત મને ફરમાવે છે. એ શું હશે? ખાનદાની લોહી ધરાવનાર બેટો કદી પણ જાહેરમાં પોતાના પેદરપર હાથ વો ઉઠાવે નહી, અને તે છતાં આ શખસે તેમ કીધું છે.'

---

## પ્રકરણ ૬૪ મું.

---

### શેહનશાહની સખ્ત ઈતરાજી.

હાફેઝને શેહનશાહના મકાન તરફ જતો મેલી ગીરામી છાતી કાઢી કેદખાના તરફ જવા લાગયો. તેનો દેખાવ એક ફતેહમંદ સરદાર જેવો હતો. પણ હાફેજે તેને કશું કાંઇ પણ પ્રકારનું અપમાન અપવા લોકને સખત મના કીધી હતી તેથી તથા શુરવીરોના બહાદુર કામો હમેશાં કેટલાકોની નજરમાં ઉંચાં ગણાય છે તેથી લોક હવે જાણે તેને ઘણા માનથી વળાવવા જતું હતું. જાણે ખુદ શેહનશાહની સ્વારી તયાંથી જતી હોય તેવો દેખાવ રસ્તા પર જણાયો હતો.

પણ કેદખાનાથી થોડે દુર બુરખાવાલી બે અબળાઓ ગીરામીની નજરે પડી. બંને બાજુએ ખુશાલીનો ઉભરો પ્રગટી નીકળ્યો. ગીરામી ચાલતો ઉભો રહયો અને લોહચુંબક જેવાં આકરશણથી તે અતી ખુશાલીથી તેમની આગળ ગયો.

'ગીરામી!' બંને બાનુઓ અચરતીથી બોલી ઉઠી.

'ગુલશન! હમીદા!' ગીરામીના મુખમાંથી શબદો બાહેર પડયા.

ત્રણે જણાની આંખયો આંસુથી ભીંજાયલી હતી, આ એક નધારેલી મુલાકાત હતી.

બીહીક યા માનથી લોક થોડે દુર ઉભું રહયું.

મુલાકાત ટુંક હતી, ફક્ત થોડાજ શબદો તેમના વચે પસાર થયા હતા.

તયાર પછી બંને બાનુઓએ શેહેનશાહના મકાન તરફ રાહ ધરી અને ગીરામીએ બંધીખાના તરફ જવા પગ મુક્યું.

બે જણાં બેહસ્તખાના જેવાં મકાનમાં જતાં હતાં, ત્રીજો દોજખખાના જેવાં ઘરમાં જતો હતો; જો કે ત્રણે એકેકને અતી પયારથી ચાહતાં હતાં અને એકેક પર પ્રાણ કુરબાન કરવા તઇયાર હતાં.

શેહેનશાહના મુકામ તરફ ગુલશને જે કદમ ફેરવયાં હતાં, તેની મતલબ વાંચનારે અટકલી હશે. ગીરામી જે નવી આફતમાં પડયો હતો તેની ખબર હમીદાએ આપયાથી તે નવી યતન કરવા હુમાયુન આગળ ગઇ હતી.

પણ આ વખતે તેણીની ઓળખની ઇધાણી આપનારૂં શરમપત્ર યા હીરાઓ નહી હતા. હવે તે ફક્ત સાદી ગુલશન હતી, તેણીના બાદશાહી ખાનદાનની સઘળી નીશાનો ગુમ થઇ હતી ગીરામીના ફક્ત માફીપત્ર માટે જે તેણીએ વેચી નાખી હતી.

ગરીબ બીચારી ભોલી ગુલશન! ગીરામી માટે આ વેળા તે જે કોશેશ કરવા આવી તેનો મદાર તેણીએ આગલી ઓળખની યાદ આપી પોતાની મીનતજારી પર રાખયો હતો. કેવી અસીલ? અસીલનું દીલ હમેશાં સ્વચ્છ હોય છે. દુનયાની ઠગબાજીથી તેણી બીનમાહીતગાર હતી. પારકાંના સુખમાં તે પોતાનું સુખ માને છે, અરે પાપી ઠગબાજ દુનયાં! તું તારા માથાપર એવાં કેટલાં બધાં થોડાં અસીલ આદમો ધરાવે છે?

ગુલશનને ફક્ત એકજ બીક હતી; તે એકે રખેને હુમાયુન આગલ જતાં તેણીને કોઇ અટકાવે, તેટલા માટે કશા પણ અટકાવ વગર જયારે તેણી હુમાયુન હજુર જઇ પોંહોંચી તયારે તેણીની ખુશાલીનો પાર રહયો નહી.

હમીદાની સઘળી આશા ફક્ત જંગલના આ ગુલાબ પરજ હતી, તેણી ધ્રુજતી બારણા બાહેર ઉભી રહી.

ભોમયાની પુઠે પુઠે ગુલશન ગઇ પોંહરેગીરે ઓરડાનું બારણું ઉઘાડયું અને ગુલશન અંદર દાખલ થતાંજ પાછું બંધ કીધું:

હુમાયુન નીચી મુંડીએ ઓરડામાં એમથી તેમ ફેરા ખાતો હતો તે કાંઇ ઉંડા વીચારમાં હોય એમ ગુલશનને જણાયું, આ અડતાલીસ વરસની વયના પુરૂષે જાણે આખી દુનયાંનો ભાર પોતીકાં શીરપર ઉઠાવયો હતો: તમામ હીંદની હેજબારી તેણે પોતાપર ખેંચી લીધી હતી.

'મેહરબાને મન !' ગુલશન ઓચ ્રી બોલી.

હુમાયુને નજર ઉંચે કીધી; અને ઉભો રહી પુછયું: 'તમે કોણ છો ?'

'પેદર તોલના જનાબ ! તમો શું મને પીછાણતા નથી?' જંગલની ભોળીએ પુછયું જો તેમજ હોય તો મારા જેવી કમ ભાગયની કોઇ નહી હશે.'

આ સાંભળી શેહેનશાહ પોતાની યાદ દાસ્ત થકતી કરતો જણાયો.

'ગુલશન !' આખરે તે બોલયો.

'હાજી ! ગુલશન !' પોતાને આખરે શાહે ઓળખી તેથી ખુશી થઇ જંગલની ભોળીએ કહયું.

'જો કાંઇ નહી ધારેલી અડચણ નડે નહી તો મારા બહાદુર સીપેહસાલાર બયરામખાનો કાસદ આજે યા કાલે અહી આવી પુગવો જોઇયે તે તમે જાણો છો?' ગુલશનને શાહે સવાલ કીધો.

'કયો પેગામચી !' ગુલશને સવાલ કીધો.

'તે પેગામચી કે જે હીંદ સર જમીનનો હું પાછો માલીક થયો યા નહી તેની ખબર લાવશે.'

અલ્લાહ કરે ને તેવી ખુશબખતી તે લઇ આવે.' ગુલશને ખરા દીલથી કહયું. હુમયુનો તેણી તરફ તીણી નજર ફેંકી. તેની ખાતરી થઇ કે તેની આ બેહેન ખરાં જીગરથી બોલી હતી.

'જો તમોને પાછી હીંદની શહેનશાહત મળે તો તમે એને માફી બક્ષશો ! ગુલશને પુછયું.

"કોણને માફી?"

'જેને હું ખરાં જીગરથી ચાહું છું તે ગીરામીને, કે જેને માટે મારાં મોત તુલીક ભલી દુઆ માગતી રહીશ.'

'જે શખસે ભર રસ્તામાં પોતાના પેદરને તમાચો મારી પાડી નાખયો તેને ?' હુમાયુને ગુસ્સે થઇ કહયું.

ગુલશને નજર નીચે કીધી.

'મારી સખત મના છતાં જે શખસ શમશેરબાજી—અને તે પણ ભર રસ્તામાં—રમયો તેને ?'

ગુલશન હવે ડચકાં ખાવા લાગી.

હુમાયુને થોડીક પળ તેણી તરફ જોયા કીધું. જો ગુલશને તેની તરફ જોયા કીધું હતે તો તેણીને માલમ પડતે કે બાહેરની સખતાઇ છતાં શાહ તેણી તરફ માયાથી જોતો હતો. માયાની નીશાન થોડીજ વારમાં તેના ચેહરા પરથી ગુમ થઇ અને તેને જણાવયું:—'આ બાબતમાં મારો અભીપ્રાય શો છે તે તમે અને તુરાબાદ શેહેરનું તમામ લોક જાણશે; તેટલા વખત તુલીક તમો આ મહેલમાંજ રહો; ગુનેહગાર જીવે યા મરે પણ હાલ તરત જોગનશાળામાં જવું તદન ફોકટ છે.' શાહનો આ હુકમ હતો.

વધુ કાલાવાલા કરવું તદન ફોકટ હતું. ગુલશને તેમ વીચારયું અને ઉઠતાં બોલી :—' ઓ શાહ ! 'આદમોની નજરમાં જોકે હું તમોને તદન અજાણી છું, લેકીન ખુદાની નજરમાં તો આપણે ભાઇ બેહેન છીએ તે વીસરતા ના !

હુમાયુને હાથની નીશાન કીધી; ગુલશને ઓરડામાંથી રૂખસદ લીધી.

---

## પ્રકરણ ૬૫ મું.

---

### બંદીખાનાની મુલાકાતે હુમાયુન.

હુમાયુન હજુરથી નીકલી ગુલશન બહેર આવી તો તેણીને ઘણી અધીરાઇથી રાહ જોતી હમીદા બારણા આગળ ઉભી રહેલી જણાઇ.

હુમાયુન તથા પોતા વચે જે બન્યું હતું તે ગુલશને કહયું.

એ વખતે એક કાસદ હાફેઝને શાહ બોલાવતો હતો કહી બુમ પાડતો પસાર થયો. બંને બાનુઓ આ કાસદની પુઠે પુઠે ગઇ કે જેથી હાફેઝના મુખથી ખબર સાંભળે. તેમને તયાં જતી મેલી હવે આપણે ઝીબુન નીશા તરફ નજર ફેરવીએ.

સેજસાજ આશા આપી હમીદા તેણીને છોડી ગયા પછી ઝીબુનનીશા પાછી પોતાના અસલ ઓરડામાં ગઇ અને ઘણી આતુરતાથી પોતાના બેટાના ખબર સાંભળવા અધીરી થઇ બેઠી.

'શું એ હજી છુટો હશે? શું મને આગળ માફક મળવા આવશે?" આ તેણીના વીચારો હતા.

સુખી દહાડાઓ ! શું સપાટામાં પાછા સફા થયા?

ગરીબ માદર! તારીપર આ કેટલો બધો ગજબ?

કાંઇ પણ ખબર નહીં મલવાથી તેણીએ ખબર લાવવા ખદીજાને બાઝાર તથા મસજીદમાં મોકલી. આ બંને જગયાઓ નવી ખબર મેળવવાના ધામ સરખી હતી પણ જેમ જેમ ખબર આવતી તેમ તેમ તે બીચારી પોતાના બેટાની સલામતી વધુ અને વધુ બીહવા લાગી. તેણીને કશું સુજ પડયું નહીં.

ગીરામીની પુંઠે હથયારો સહીત દોડતાં ટોળાંની ખબર તેણીને પેહલાં મળી. તયાર પછી લાલ મીનારામાં ભરાઇ ખુનરેજી ચલાવવાની બીના તેણીની જાણમાં આવી. તયારપછી હાફેઝને શરણ થવાની બીનાથી તેણી માહેતગાર થઇ. તયારપછી તે કેદખાનામાં પોતીકી મેળે પુરાયો તેથી જાણીતી થઇ. અને છેલા બીજે દીને હુમાયુને એવો ચુકાદો આપવા જાહેર કીધું હતું તેથી વાકેફ થઇ હતી.

શાહનો ચુકાદો શો હશે?

છેક સાંજે શેહેરમાં ભફવા ઉડી કે વલતે દીવસે તઈયાર રહેવા એક બાદશાહી જલ્લાદને શાહે હુકમ કીધો હતો. આ જલ્લાદ ત્યારે કોણ માટે હશે?

હાફેઝ સાથે હુમોયુને બંધીખાનાની મુલાકાત લીધી; જેના પરીણામમાં ઘણાં બંધીવાનોનો છુટકો કરવામાં આવયો હતો: આથી આખું નુરાબાદ હુમાયુનની તારીફથી ગાજી રહયું હતું.

ત્યારે પેલો જલ્લાદ કોણને માટે?

ગીરામી માટે નહી તો બીજો કોણને સારૂ? પણ એ બીના શું ખરી હતી?

પકી ખબર મેળવવા ખદીજા આ વેળા દીવાને બહીસ્ત આગળ ગઇ. ત્યાંથી પાછી ફરી ખબર લાવી કે જલ્લાદને તઇયાર રહેવાના હુકમની બીના તદન ખરી હતી. લેકીન તે કોણને માટે, તે કોઇ પકકે પાયે કહેતું નહી હતું. સઘળાઓ ફકત અટકળ કરતા હતા.

આખી રાત બંદગીમાં પસાર કરવા ઝીબુનનીશાએ ઠરાવયુ.

તેણી ઘુંટણમંદીએ પડી અને પોતાના બેટાના છુટકારા માટે અલ્લાહ પાસે ખરાં જીગરથી દુવા માગવા લાગી.

પોહરેગીરો ઘંટીપર ઠોકા મારી હર કલાકો પોકારતા હતા. એક પછી એક એવા કેટલાક કલાક જણાવનારા આવાજો ઝીબુનનીશાએ સાંભળયા. દરેક કલાક તેણીની આતુરતામાં વધારો કરતો હતો.

---

## પ્રકરણ ૬૬ મું.

---

### રાત્રીનો પરોણો.

તમામ આલમને શાંતીથી રાત ગુજારવા જણાવનારા મધયરાત્રીના ઠોકા સંભળાતા બંધ પડયા કે બંદગીમાં મસગુલ થયલી ઝીબુનનીશાને લાગયું કે જે બારણું ગીરામી પોતાની કુંચીથી ઉઘાડતો હતો, તે બારણામાં કુંચી ફેરવી કોઇ ઉઘાડતું હતું. તેણીએ ફરી તે તરફ નજર કીધી તો મોટા ઝભાથી પોતાનો ચેહરો છુપાવેલો એક શખસ બારણું ઉઘાડી અંદર દાખલ થયો. આ બારણાની કુંચી ફકત ગીરામી પાસેજ હતી.

'બેટા! બેટા!' ઝીબુનનીશા મુલાકાતે આવેલા તે શખસ તરફ જતાં બોલી.

પણ અધવચે તેણી ઉભી રહી. ગીરામી અને આ શખસની ઉંચાઇમાં ફરક તેણીને માલમ પડયો. તેજ વખતે પેલા શખસે ઝભો કહાડીને જમીનપર નાખી દઇ પોતાનો ચેહેરો દેખાડયો.

'હું કાંઇ ગીરામી નથી.' તેણે જણાવયું.

ઝીબુનનીશા થોડાં પગલાં પાછળ હઠી ગઈ.

'શહેનશાહ સલામત!' તેણીના મુખમાંથી શબદો બાહેર પડયા.

'બાનુ! હું કાંઇ હજી હીંદનો શહેનશાહ નથી.' અજાણુયાએ ડોકું હીલાવી કહયું 'કાંઇ નહી તો અહીં હું તે દરજજાની રૂએ આવયો નથી.

'ગરીબ પરવર' તયારે શા સબબસર તમારાં મુબારક કદમ અહીં?'

'એક પહરેજગાર શખસ દાખલ! બાનુ, મારી આગળ કબુલ કરો કે તમે તમારા ભરથારને બેઇમાન નીવડયા છો. અમીરી લોહી ધરાવનાર એક બેટો પોતાના તેવાજ ખાનદાની પેદરને ભર રસ્તામાં ચાંચકો મારી પાડી નાખે એ બને નહી તેમ છે.'

ઝીબુનનીશા ગુંઠણુમંદીએ પડી અને હુમાયુનના પોશાકનો છેડો પકડી બોલી 'ઓ દયાળુ શાહ! ખુદાએ તમોને અહીં મોકલ્યા છે' સાંભળો! હુ તમોને સઘળું સાચે સાચું કહીશ.

આ સાંભળી હુમાયુન ખુલાસાથી દમ ખાવા લાગયો.

'હું તે સાંભળું છું'

જનાબ! પેહેલી નજરે હું તમને કદાચ હીનપસ્તીના ગારમાં ડુબેલી જણાઇશ, પણ જયારે હું મારો તમામ હેવાલ તમો સનમુખ કહીશ તયારે મારી ખાતરી છે કે તમો તેથી ઉલટોજ અભીપ્રાય ધરાવશો.'

'તમારો છુપો ભરમ આ મુખથી કદી બાહેર જશે નહી, તેની તમારે ખાતરી રાખવી. તેથી બેધડક જે ખરેખર બનયું હોય તે મને જણાવો.' હુમાયુને કહયું.

'ખરાં અંત:કરણથી હું તે માટે તમારો ઉપકાર માનું છું.'

'તમો તમારો હેવાલ કહો તે અગાઉ તમો અહીં બેસો કારણ હું જોઉં છું કે તમારામાં ઉભું રહેવાની શકતી નથી.'

'અરે તમે કેટલા દયાળુ! અલ્લાહ તમોને ઉમરભર સુખી રાખે!'

'હું સાંભળું છું. ચલાવો હવે!'

---

## પ્રકરણ ૬૭ મું.

---

### ઝીબુનનીશાનો હેવાલ.

"ઓ દયાળુ શાહ! મારા પેદરના દોસ્તના એક બેટા સાથે મને ઉધારવામાં આવી હતી, અને અમે બને ભાઇ બહેન દાખલ એક બીજાં સાથે રમતાં હતાં.

આ પ્રમાણે ઘણું સુધી ચાલયું લેકીન અમો બંનેના પેદર વચે કાંઇ પઇસા સંબંધે ઝઘડો થયો જે રફતે રફતે એટલો તો વધયો કે જે દોસ્તો એક બીજાના જાની દોસત દાખલ ગણુતા હતા અને ઘણુઓની અદેખાઇનું મુળ થઇ પડયા હતા તેઓ હવે અકેકનું મોં પણ જોવા રાજી નહી હતા એના પરીણામમાં અમો બને બાલકોને છુટાં કરવામાં આવયાં. હું તે વેળા ભાગયે તેર વરસની ભરતીમાં હતી જયારે જેને હું ભાઇ દાખલ હમેશાં બોલાવતી હતી, તે સતર વરસની વયે પુગેલો હતો. તેની આગમચ અમોએ એક બીજાને કદી પયાર જણાવયો નહી હતો. પયાર શબદ જાણે હસ્તીમાંજ નહી હતો. અમોને તેનો ખયાલ પણ નહી હતો. પણ જ્યારે અમોને એક બીજાં સાથે મળવાની સખત મનાઇ કરવામાં આવી, ત્યારે—અરે ત્યારેજ—પયારના દેવે અમોને પોતીકા સપાટામાં લીધેલાં એકાએક અમોને માલમ પડયાં. અમારાં અંત:કરણમાં કાંઇ ઓર તરાહની લાગણી પેવસ થઇ. પણ અમારાં માદર પેદર તે બીનાથી તદન બીનમાહીતગાર હતાં. બંને કુટુંબો એક બીજાંથી તદન છુટાં પડયાં, લેકીન અમોએ છેલ્લી મુલાકાત દરમયાન એક બીજાં પાસે કોલ લીધા કે કદી છુટું પડવું નહી. અમારાં માતપીતા અત્યાર આગમજ અમોને જણાવતાં કે અમોએ એક બીજાને ચાહતાં શીખવું અને અકેકપર પયાર કરવો, અને તેજ માબાપો એકાએક અમોને જણાવે કે અકેકને ધીક્કારો અને મોં પણ નહી જોવો, ત્યારે તે કેમ બને? વળી અમો જવાનીની પુર ભરતીમાં ઉછરતાં હતાં."

ઝીબુનનીશા બોલતી અચકી પડી, અને શાહનું મત જાણવાના ઇરાદાથી તેણીએ તેની તરફ જોયું.

'અલ્લાહે જનમથી મને હકુમત ભોગવવાનું કામ સોંપયું છે. પયાર શું છે તે હું જાણુતો નથી. ખુદાએ ફકત નયાયબક્ષીસ દાખલ મને નેમેલો છે.' હુમાયુને ટીકા કીધી.

"જો તેમજ હોય તો હું ઘણી અભાગણી છું." ઝીબુનનીશાએ બોલવું જારી કીધું "અમોએ અમારો કોલ પાલ્યો. અમને ફરજ્યાત છુટાં પાડયાથી તો સામો અમારી મહોબતમા વધારો થયો અને ચોરીછુપીથી અમો એક બીજાં સાથે વાતચીત કરતાં હતાં.

ડેરા ઇસ્માલખાનમાં આવેલાં અમારાં મકાનો અકેકની ઘણાં નજદીક હતાં. બંનેનાં મકાનો સીંધુ નદીને કાંઠે આવેલાં હતાં. નદીમાં કીસ્તીઓ આવજા કરતી હતી. જે પરથી મારા આશકે એક નાની કીસ્તી ખરીદી અને માછીમારના પોશાકમાં નદી નજદીક આવેલા મારા ઓરડાની બારી આગળ આવતો અને અમો અતી ખુશાલી સાથે સુખદુખની વાત કરતાં. તે મને જણાવતો કે તેનો પયાર કાંઇ કમી થયલો નહી હતો, ત્યારે હું પણ તેમજ કહેતી. અમારાં માબા

પાનો વાંચી લખત જતાં સમાઇ જશે એમ અમો ધારતાં હતાં, પણ સામુ તે તો વધતો ગાલ્યો. મારો આશક મને તેની સાથે નાશી જવા લલચાવતો, લેકીન મેં તેમ કરવા ના પાડયું.

આખરે એક દીને તેણે ઘણીજ બહોંસ કરી અને જણાવયું કે તેના પેદરે શાહ ઝહીરૂદીનના દરબારમાં તેને માટે નોકરી શોધી કાઢી હતી: માટે મારે તેની સાથે નાસી ત્યાં જવું, લેકીન આ વેળા પણ મેં તેમ કરવાના પાડી. બીજે દીને અંધારૂં થતાંજ તે પાછો કીસ્તીમાં બેસી આવયો અને મને જણાવયું કે તે જીંદગીથી કંટાળી ગયો હતો અને બને તો શાહના લશકરમાં જોડાઈ એકાદ લડાઇમાં જીવ ખોવા તેણે મજબુત ઠરાવ કીધો હતો.

હું આ સાંભળી રડી, પણ તેની સાથે નાસી જવા તો મેં સાફ ના પાડી. આથી તે ગુસ્સે થઇ જતો રહયો અને એક વરસ તુલીક તે જણાયો નહી. લેકીન વારંવાર તેના પરાક્રમો અને છુટે હાથની સખાવતોની બીના મારા કાનપર આવતી અને તેના ભલાં માટે હું અલ્લાહની ખરાં દીલથી બંદગી કરતી. આ ખબર તેનો સોબતી ગેસુદરાઝ લાવતો, જે મારા પેદરના દોસ્તોમાંના એકનો બેટો થતો હતો.

મારા આશકની ખબર સાંભલવા હમેસાં હું એટલી તો અધીરી પડતી કે તે આવતાં હું તેની આગળ જતી અને તેના લબમાંથી બાહેર પડતો એકે એક શબ્દ ઘણીજ ઉતકંઠાથી અને હોંશથી સાંભળતી. તેણે આ જોયું, પણ તે તેની મતલબ જુદીજ સમજયો. તેણે ધારયું કે તેની હાજરીથી હું ખુશી થતી હતી અને તેથી તેણે પોતાનો પયાર જાહેર કરવા શરૂ કીધું.

આ ન ધારેલી નવી બલાથી હું ગભરાઇ અને તેના આવવાની ખબર સાંભળતાં બનતાં સુધી હું તેની આગળ જવા અખાડા કરવા લાગી.

તેણે પણ આવવાનું મોકુફ કીધું; પણ તેનું કારણ એમ હોય કે તે જે લશકરમાં જોડાયલો હતો, અને જે થોડાક મહીના ડેરા ઇસ્માલખાન ખાતે થોભયું હતું. તે લશકરને બીજે ઠેકાણે ઉપડી જવું પડયું હતું.

મારા આશકની ખબર આવતી મુદલ બંધ પડયાથી હું ઘણી ગભરાવા લાગી. આ પ્રમાણે આમલો હતો, તેટલાં અમારાં કુટુંબ પર બીજી આફત આવી પડી."

---

## પ્રકરણ ૬૮ મું.

---

### આખરે આશક.

"મારા આશકના પીતા સાથની મારા પેદરની મારામારીમાં અમારી દોલત ઘસડાઇ ગઇ હતી; મારા પેદરની પેહેલી પરણેતરને મળેલા વારસા પરજ અમારો ગુજારો થતો હતો. આ વારસાનો ખરો માલીક તેણીનો બેટો હતો, લેકીન મુસાફરીએ તે નીકળી ગયાને ઘણા વરસ થયાં અને તેનો પતો નહી મલ્યાથી તેને મરણ પામેલો ધારી મારા પેદરની પેહેલી પરણેતરને તે વારસોની રકમ મળી હતી, જો કે હું તેની બહેન હતી, છતાં ભાગયેજ તેની સુરતનું મને ભાન હશે.

તરેહવાર હાદેસા ખમી એક દીવસ એકાએક તે અમારાં મકાન આગળ આવી ઉભો અને પોતાની હકદાર પુંજીની તેણે મારા પેદર પાસે માગણી કીધી.

મારો પેદર તેના સાવકા બાપ દાખલ હતો. તેણે એ રકમ અદા કરવા જોઇતો વખત માંગયો કે, જો કે મારા પેદરે મને જણાવયું કે જયારે એ હીસાબ અદા કરવામાં આવશે તયારે અમારી હાલત એક ખરા મુફલેસ કરતાં સેહજજ ચઢયાતી રહેશે.

આ તક સારી ધારી મારા આશક વીશેની મેં સેજ વાત છેડી અને જણાવયું કે તે હવે ઘણો તાલેવંત હતો. પણ તેનું નામ સાંભળતાંજ તેણે ડોળા કકડાવયા અને તેનો આગલો ગુસ્સો પાછો ખીલી નીકલેલો મેં તેના મહોં પર પ્રગટ દીઠો.

તદન ચુપકીદી મેં અખતયાર કીધી, એ વાત ફરીથી નહી છેડવા મેં ઠરાવ કીધો. લેકીન કુદરતનો ખેલ ઓરજ છે. બીજે દીને રાતના ઉંઘ નહી આવયાથી નદી આગલના ઝરૂખાપર હું જઇ બેઠી અને આકાશપરના તારાઓ ઘણા ધયાનથી જોવા લાગી. તેટલાં ચુપકીદીમાં ગરક થયલી નદીમાં મેં કાંઇ ખખડાટ સાંભલયો. મેં તે તરફ નજર ફેરવી તો એક હોડીને માછીમાર હલેસાં મારી લઇ જતો જણાયો. તે મને નહી જોય

એવા ઇરાદાથી હું ઝરૂખા પરથી ઉઠી ઓર ડાની અંદર ગઇ, પણ સેજ વારમાં ઝરૂખા ના બારણાને રસ્તે મેં એક આસામીને મારા ઓરડામાં પેસતાં દીઠો. હું બુમ પાડવા જતી હતી, તેટલાં 'ઝીબુનનીશા પયારી ! એ તો હું છું ! ચુપ !' એવા શબ્દો સહીતનો ઓળખીતો આવાજ મારે કાને પડયો.

ખરેખર ! એ મારો આશક હતો, મારે તયાંથી નાસી જવું જોઇતું હતું, પણ તે વીચાર મારા મનમાં પેવસ થયો નહી. ન ધારેલી આ મુલાકાતથી ખુશાલીમાં હું તદન છુંદાઇ ગઇ હતી. ઝીબુનનીશા અહીં બોલતી અચકી ગઇ અને તેણીએ નીચે નજર કીધી.

---

## પ્રકરણ ૬૯ મું.

---

### પસ્તાવો; નવું સાટુ.

'તમારી વાત આગળ ચલાવો.' હુ માયુને ફરમાવયું.

"જેહાંપનાહ" ઝીબુનનીશાએ બોલવું જારી કીધુ તે હવે તવંગર હતો; તે હવે સ્વતંત્ર હતો; અમે અકેકને ચાહતાં હતાં; કોઇપણ ઠેકાણે ધણી ધણીઆણી દાખલ અમો સુખમાં રહી શકતે.

લેકીન, મારા પેદર તરફની ફરજને મેં પેહલી ગણી. મેં મારા આશકની નાસી જવાની માંગણી વલી પાછી ના પાડી.

પહો ફાટતાં તે ઝરૂખાને રસ્તેથી પાંછો નહી વાટે જતો રહયો. તેના લશકરને બીજે ઠેકાણે ઉપડી જવા હુકમ મળેલો હતો.

પણ અમારાં કુટુંબની આફત કાંઇ અહીંજ અટકી નહી; થોડા દીન પછી મેં જોયું કે એક બાળકની માદર થવાની હાલતમાં હું હતી.

આ માઠી ખબર હું તેને કેવી રીતે જણાવું ? શું એક હલકારો મારે ખાસ રોકવો ? જો હલકારો મારા પેદરને ખબર આપે કે મેં તેને રૂકકો આપી મારા આશક આગળ જવા કહયું હતું, તો પછી મારા પેદરના ગુસ્સાનું શું પુછવું પડે?

તમો નામવરજ મારા ગભરાટનો ખયાલ કરી શકશો. આ મને મોટામાં મોટી શીક્ષા હતી.

લેકીન એક રાતે મારી ખુશાલીનું પુછવું શું ? ઝરૂખા આગળ બેસી હુ વીચાર કરતી હતી, તેટલાં એક કીસ્તીમાં મેં મારા આશકને પાછો ફરેલો જોયો. તેના લશકરને બીજે ઠેકાણે જવા હુકમ મલવાથી ડેરાઇસમાલખાન આગળથી તે પસાર થતો હતો અને તેનો લાભ લઇ તે મારી આગળ કીસ્તીમાં બેસી હમેશ મુજબ આવયો હતો. ઉપર આવી વળી પાછો તેની સાથે નાસી જવા તેણે મને લલચાવી, લેકીન આ વેળા પણ હું સામે થઇ. મારા સાવકા ભાઈના આવી પુગયાથી પઇસા સંબંધી જે આફત આવી પડી હતી, તે બીના તેના કાનપર આવયાથી એક વધુ યતન કરવાના ઇરાદાથી તે આવયો હતો. લેકીન તેના સઘળા કાલાવાલા ફોકટ હતા. મારા પેદરને છોડી જવા મેં સાફ ના પાડી. ઉશકેરાઇ તેણે મને ઉપાડી જવા ઉંચકી; મેં બુમો પાડી. મારી ચીચયારીઓથી મારી મદદે કોઇના પગલાંનો આવાજ સંભળાયો. મારા આશકે નાસી જવુંજ જોઇયે, નહીતર સપડાઇ જાય.

પોતાની કીસ્તીમાં ઝડપથી બેસી જઇ તેણે તે હંકારી; આ તેની છેલીજ મુલાકાત હતી. તેને જતો જોઇ હું બેસુધ થઇ જમીનપર પટકાઇ; મારી મદદે ખદીજા આવી લાગી." ઝીબુનનીશા એટલું બોલી હાંફવા લાગી. આગલા સઘલા દેખાવો તેણીની નજર સનમુખ હાજર થયા હતા.

'દમ લેવો ! હજી મને અહીંથી જવાને ઘણો વખત છે.' હુમાયુને જણાવયું.

"તે જતો રહયો." ઝીબુનનીસાએ આખરે જણાવયું "પણ તે સાથે તે મારૂં સઘળું સુખ પણ લેતો ગયો, અને તે સઘળું મારી હઠને લીધે હતું. તેના જતા રહેવા સાથે મારો જાન પણ જાણે ગુમ થતો હતો.

ઉપલા બનાવને ત્રણ દીવસ પસાર થયા કે ગેસુદરાઝનો પીતા મારે તાં આવયો અને મારા પેદર સાથે કાંઇ ખાનગી વાતચીતમાં ગુંટાયો. દરાઝખાને મારા પેદરને જણાવયું કે તેનો બેટો મને અતી ચાહતો હતો અને તે પોતાના બેટાના નેકાહ મારી સાથે કરાવવા ઇચછતો હતો.

આ વળી નવી આફત હતી, પણ મરો પેદર તો અતી ખુશી થયો. અંધારૂં મ તેને તો રોશની સમાન આ માગણી હતી. ફકત એને એકજ બાબદનો વાંધો હતો.

'દરાઝખાન ! મારી પઇસા સંબંધી હાલત તમોને માલમ છે ?' મારા પેદરે તેને પુછ્યું.

'નહી ! લેકીન મને તેની કાંઇ પરવા નથી.'

'મારી દોલતનું સત્યાનાશ વળ્યુ છે.' મારા પેદરે પોતાના આ દોસ્તને કહયું. 'તેથી શું ?'

'હું તદન ભીખારી હાલતમાં આવયો છું.'

'તે તો ઓરબી બેહતર !' દરાજખાને ઉતર વાળ્યો 'કેવી રીતે ?'

'મારી દોલત કાંઇ કમી નથી. આપણુ બને કુટુંબોને તે પુગી શકે તે કરતાં વધુ છે. તાથી બેટીના નેકાહના બદલામાં તું જે રકમ વાજબી રીતે માંગશે તે હું તરત જ તુંને ચુકાવી આપીશ.'

મારા પેદરે પોતાનો હાથ દરાઝખાનને આપયો. સાટું નક્કી થયું હતું.

'હવે તમારા બેટાએ મારી બેટીની પરવાનગી મેળવવી જોઇએ. મને કશો વાંધો નથી.' મારા પેદરે જણાવયું.

## પ્રકરણ ૭૦ મું.

### નવી આફત.

"છેલ્લા ત્રણ દીવસો મેં કેવી રીતે પસાર કીધા તે હું અને મારો ખુદાજ જાણે છે. સ્ત્રીના ખરા સણુગારનો મેં નાશ કીધો હતો. અલાહની નજરમાં તો હડહડતી પાપી દગારી ઓરત હતી મારા દુખનું ખરૂં કારણ મારો પેદર જાણી શકયો નહી; મારી તનદરોસતીના સમાચાર સાંભળવા તે દરરોજ આવતો હતો. બીક અને શરમની મારી હું મારા ઓરડામાં ભરાઇજ બેઠી. હું બાયક નતીજાને પુગી હતી.

મારે પેદર મારા દુખનું કારણ પુછતો પણ હું તેને પુરા પાધરા જવાબો વાળતી નહી. તે જયારે જતો મારે મને જાણે તદન કચડી નાખતો હતો. પણ રફતે રફતે મારો ગભરાટ વધતે.જ ચાલયો. મારો ભરમ કોઇને કહી દીલમાંનો ભાર ઓછો કરવાનું મને મન થયું. પણ હું કોણને કહું ?

રાત પડતી કે ખદીજાની મોહોબત છતાં હું તેને મારા ઓરડામાંથી જવા કહેતી અને એકલી પડતાં દડ દડ રડતી હતી. મારી પાસે કીંમતી પોશાકો હતા અમારો ઠાઠમાઠ આગળ જેટલોજ હતો. પણ નીતી આગળ તે શા બીસાદમાં ? લોકની નજરમાં તો અમો તવંગર અને આબરૂદાર હતાં. લેકીન મારી પોતાની નઝરમાં તો હું નીચમાં નીચ હલકી ઓરત હતી."

'આહ ! અહીં આ એક ઓરત છે જે નીતીની ખરેખરી કીમત આંકી શકે છે.' હુમાયુને પોતાના મનસે વમાસ્યું. 'ભટ પડજો એવી ઓરતોપર કે જેઓ નીતીને બે બદામની ગણે છે.'

"વારંવાર હું ઝરૂખાપર મારા આશકને જોવાની હોંશમાં જતી" ઝીબુનનીશાએ વાત લંબાવી "પેદર તરફના મારાં અતી માન તથા પયાર છતાં મેં હવે મારા આશક સાથે નાસી જઇ નેકાહ કરવાને મજબુત વીચાર કીધો હતો પણ તે આવયોજ નહી. કોઇ કોઇ વેળા ગાયન ગાતો એકાદ માછી મારા ઝરૂખા આગળથી કીસ્તી પસાર કરતો, પણ તે સામી મારા આશકની યાદ આપી મારી દલગીરીમાં ઉમેરો કરતો હતો.

હવે ફકત એકજ ઉપાય મારા હાથમાં બાકી હતો. નદીમાં મારો જાન બરબાદ કરયા વગર કશો છુટક નહી હતો.

જેવો આ ઉપાય મારા મનમાં ઠસ્યો કે નદીમાં યાહોમ કુદકો મારવા મેં નક્કી કીધું, પણ તેજ ઘડીએ મને મારાં બાળકનો ખયાલ આવયો.

મારો જાન નાહક બરબાદ કરવાના અપરાધ ઉપરાંત હું મારાં નીરદોશ બાળકનું ખુન કરી અપરાધમાં ઉમેરો કરતી હતી. કમકમી હું પાછળ હડી ગઇ. હું હાંફવા લાગી. નીરાશ થઇ આખરે હું પલંગપર પડી. અતી મુસકેલીએ હું દમ લેવા લાગી.

ધીમેથી વખત પસાર થતો મને જણાયો. અકેક પળ મને અકેક કલાક જેવી લાગવા લાગી. આખરે પહોર પડયો અને તેની સાથે દીસતો હમેશનો ઘોંઘાટ ચાલુ થયો.

અગયાર વાગતે ખદીજાએ મને ખબર આપી કે મારા પેદરની પુર રજામંદીથી ગેસુદરાઝ મને એકલો મળવા માગતો હતો.

મેં ચોકસ ઠરાવ કીધો તેને દાખલ કરવા પરવાનગી આપી. પેહેલો તે શરમાળ બનયો, તેના ચેહેરાપર સ્તાથ ખીલેલો હતો. તેના પેદરે મારા પેદર સાથે જે કબાલો કી

થો હતો, તે બીનાથી તેણે મને માહીતગાર કીધી. પણ જ્યારે તેણે મારા ફીકા ચેહેરા પર નજર કીધી અને ઉતેજનનો એક પણ હરફ મારાં મુખથી તેણે સાંભલયો નહી તયારે તે ધુજયો અને પોતે પણ ફીકો પડી ગયો. મેં તેની તરફ જોયું ઘણી આંચકી સાથે તેણે મને જણાવયું કે તે મને અતી પયારથી ચાહતો હતો અને નેકાહ માટે મારી પરવાનગી લેવા તે આવયો હતો.

'હું દલગીર છું કે જે માન તમો મને આપવા આવયા છો તે મારેથી કબુલ રાખી થકાતું નથી." મેં આખરે ઝબાં ખોલી.

આ સાંભળી તે હવે ઉજળો પુણી જેવો બની ગયો.

'અલાહને ખાતર મને કહેશો કે થા માટે નહી?' તેણે બીહીતાં બીહીતાં પુછ્યું.

'હું કહેવાને ઘણી શરમીદી છું કે હું એક બીજા શખસને ચાહું છું, એટલુંજ નહી પણ સાત મહીનામાં તો હું એક બાળકનો જનમ આપીશ!'

તે લપેડા ખાવા લાગયો અને જાણે પડી જતો હોય એમ જણાયું, તેનું મગજ અકબમ થયું.

'અલાહ તુંને સુખી રાખે!' એટલુ બોલી તે ઓરડામાંથી બાહેર નીકળયો.

હું ઓરડામાં પાછી એકલી હતી. હરપળે મારા પેદરના ગુસ્સાની હું વકી રાખતી હતી, ધડકતી છાતી સાથે મેં મારી નજર બારણાપરજ ઠેરવી રાખી. આખરે બારણું ઉઘડયું.

---

## પ્રકરણ ૭૧ મું.

---

### આફતમાં આશા અને નીરાશા.

"બારણાના ઉઘડવા સાથેજ મેં મોટાં તુફાનની આથા રાખી હતી" ઝીબુનનીશાએ હેવાલ આગળ ચલાવતાં હુમાયુનને કહયું "લેકીન મારી ઘણી ખુશાલી વચે મેં ખદીજાને જોઈ. કલાકો વહી ગયા, લેકીન મારા પેદર તરફથી કાંઇ પણ વાંકો સુખન નહીં સાંભળી હું ઘણી અચરત થઇ. આ પ્રમાણે ત્રણ દીવસ પસાર થયા. ત્રીજે દીવશે ખદીજાએ પાછી ગેસુના આવી પુગયાની ખબર મને પોહોંચાડી. આગળની પેઠે મેં તેને દાખલ થવા પરવાનગી આપી. આ વેળા તેના ચેહેરાપર એવો તો છાપ પડેલો મેં જોયો કે તેથી મારીપર ઘણી અસર થઇ. ખચીત! નરમાશ દેખાડતું તે જાણે પુતલું હતું.

'ભલે પધારયા? મારા મુખમાંથી શબ્દો બાહેર પડયા.

"મારી હાજરીથી તમો અચરત થયા જો અને તમે કંટાળો છો, ખરી વાત?" તેણે દયાના ભેળ સાથે માયાથી પુછ્યું.

"અચરતી તો મને લાગે છે, પણ તમારી હાજરીથી હું કંટાલતી નથી: સબબ મને જાણે એમ બસારત થાય છે કે તમે મારા દોસ્ત છો."

"અને તેમાં તમો ઠગાશો નહી." તેણે કહયું 'તમારી શાંતી માટે હું શું કરૂં તેની કશી સમજ પડતી નથી.'

મેહેરબાની કરી એની મતલબ મને સમજાવશો?

"તમે મારી માંગણી સ્વીકારી નહી તે હું તમારા પેદરને જણાવી થકતો નથી. સબબ, નહીતર તે તમોને એવું કારણ પુછે અને તમો તેનો ખરો ખુલાશો તો આપી શકોજ નહીં."

"હું એના કરતાં મરવું બેહેતર ધારૂં!" મેં જણાવયું.

'તેથી તમો જોશો કે જે ખુલાસો મેં તમારા પેદરને આપયો, તે સંજોગ જોતાં દરોબસ્ત હતો.'

'તમે શું કહયું?'

'મને જવાબ કહેવા તમે મેહેતલ માગી હતી અને થોડા દીવસ એકાંતમાં પસાર કરવા તમે માગી લીધું હતું, એમ મેં સાંભળયું.'

'તયારે મારી શાંતી માટે હું તમારી આભારી છું?'

તે નમ્યો.

'એ પરથી તમારી ખાત્રી થશે કે હું તમારો ખરો દોસ્ત છું અને તમારા ભલામાં મારૂં ભલું સમજું છું.'

આભારની લાગણી સાથે મેં મારો હાથ તેની તરફ લંબાવયો, અને કહયું 'આહ મારા ભલા દોસ્ત! હું તમારી વાત માનું છું!'

'તયારે હું જે સવાલો પુછું તેના ખુલે ખુલા જવાબ કશી પણ આંચકી વગર આપજો.'

'બોલો!'

'તમે જેને ચાહો છો તેની સાથે નેકાહ કરવાની કદીપણ તમોને આશા છે ?'

'કદી બને નહી તેમ છે !'

'શું તે મરણ પામયો છે ?'

'તે જીવતો છે.'

તેની આંખોમાંથી ખુશાલીનું કીરણ જતું રહયું.

'આહ ! હું ફકત એટલુંજ જાણવા આવયો હતો.' એટલુ બોલી મને નમી તે ઓરડો છોડી ગયો, એક નીસાસાનો અવાજ તેના મોંહમાંથી બાહેર પડયો.

---

## પ્રકરણ ૭૨ મું.

---

### ભાઈ કે ભરથાર?

"બીજા ત્રણ દીન પસાર થયા. આ ત્રણ દીવસમાં મેં મારા ઓરડાની બાહેર પગ મેલયો નહી હતો. ઓરડામાં ફકત ખદીજા સીવાય બીજાં કોઇએ આવજા કીધી નહી હતી. ચોથે દીને વળી પાછી ગેસુએ પોતાની હાજરી આપી. મારા દુખમાં ભાગ લેનારો ફકત આજ એક શખસ હતો એમ મને લાગતું હતું. હમેશ મુજબ તે ઓરડાના બારણા આગળ આવી ઉભો અને અંદર આવવા જયારે મેં કહયું તયારેજ તે દાખલ થયો. મેં તેને મારો હાથ આપયો." ઝીબુનનીશા બોલી.

'તમોને છોડી ગયા પછી તમારી હાલત વીશે હું હરદમ યાદ કરતો રહયો છું. તમારી હાલત ઘણી દયાજનક છે.'

મેં નીસાસો નાખયો.

'હું નહી ધારતો કે હવે વધુ વખત આ પ્રમાણે ચાલે. તમારો જવાબ તો મને તમારા પેદરને કહેવોજ જોઇએ.'

'અફશોશ !'

'અલબતાં હું એમ કહીશ કે વીચાર કરતાં હાલતરત નેકાહ કરવાનો વીચાર મેં માંડી વાળયો છે, લેકીન તેથી કાંઇ તમારી હાલત સુધરવાની નથી. તમો કયાં સુધી આ હાલત છુપાવી રાખી શકશો ? તેણે સવાલ કીધો. 'ફકત બે યા ત્રણ મહીના સુધી. પછી ?'

તે તદન ખરૂં બોલતો હતો: મારી આંખોમાંથી આંસુઓની ધારા પડવા લાગી.

'હમણા નહી ને થોડા દીવસ પછી તો તમારો પેદર તમારી હાલતથી વાકેફગાર થવાનોજ. અને તારે તેણે પોતાનો સાફ અતી ધીમો કરી જણાવયું 'અને તયારે તમોને નામોશીના ગારમાં—'

'પણ હું શું કરૂં ?'

'જે સખસ લોકની નજરમાં તમારો ભરથાર ગણાય, પણ જે ખરેખરો ભાઇ દાખલ રહે તેવા શખસ સાથે નેકાહ કરો. ગેસુએ સુચવયું.

મેં ડોકી હીલાવી.

'એવા શખસને હું કયાં શોધું ?'

'ઝીબુનનીશા ! એવી માગણી કરવા હું આજે અહીં આવયોછું. શું મેં નથી જણાવયું કે હું તમોને ચાહું છું ?'

'તમો મને ચાહો છો, લેકીન—'

'હું તમોને કાંઇ ખાલી કહેવાતા પયારે ચાહતો નથી પણ આ હઇયું તમારીપર સડકે છે.'

તે આટલી હદપર જશે એમ મેં ધારયું નહી હતું.

હું અતી નીરાશ થઇ.

'હુ તમારા ભાઇ દાખલ રહીશ; તમારાં બાળકને મારાં બાળક દાખલ સ્વીકારીશ અને એક ગ્રહસ્થ દાખલ હું કોલ આપુંછું કે એ બીના કદી પણ મારા મુખથી બાહેર પડશે નહી.'

શક અને આનાકાનીથી હું તેને જોવા લાગી.

'તમારા મકાનની બારીએથી નીચે નદીમાં નખાવી નાહક જાન બરબાદ કરયા કરતાં આશું બેહતર રસ્તો નથી ?' તેણે સવાલ કીધો.

એક પલ સુધી હું ચુપ ઉભી રહી. તયાર પછી તેની આગળ ગુંઠણમંડીએ પડી હું બોલી : 'તમે એક ફરેસ્તા સમાન આવયા છો. તમારી પરણેતર પર દયા કરો અને મારા પેદરની આબરૂ બચાવો !'

અતી પયારથી તેણે મને ખડી કીધી.

એક પખવાડયાં પછી અમો ધણી ધણીઆણી દાખલ નેકાહના ગાંઠથી જોડાયાં.

એક ખરા ગ્રહસ્થ દાખલ ગેસુએ પોતાનો કોલ પાળયો હતો. પણ કુદરતે આ ઠગબાજીને મદદ આપવા ના પાડી અને જોકે ગીરામી પર ગેસુ એક પીતા સમાન માયા મેહેરબાનીની વરસાવતો તોપણ ગીરામી તેને ગણકારતો નહી હતો: તેનામાં બેટા તરીકેની લાગણી તમામ ગુમ થયલી હતી, તે અતયાર તુલીક તેમજ છે.

અને હવે જનાબે આવા: "તમે મારો સઘળો હેવાલ જાણુો છો !" ઝીબુનનીશા એ જણાવયું.

'લેકીન તમોએ આ લડકાના ખરા પેદરનું નામ તો નથી જણાવયું ? હુમાયુને ટીકા કીધી.

'તમારી જાણુવાની મરજી છે તો હું કહું છું તેનું નામ હાફેઝ બીન હોશંગશાહ છે !' ઝીબુનનીશાએ નજર નીચે કરી ઉતર વાળયો.

"એ કોણુ હમીદાનો પેદર ?"

"તેવણુજ."

'ઠીક જે હું જાણુવા માગતો હતો તે સબ બાંથી હું માહીતગાર થયો છું.' એટલું બોલી તે ઉઠયો અને ઝીબુનનીશને જરાએ આથ આપયા વગર ઓરડામાંથી બાહેર નીકળી મ નસે બડબડયો: 'મેં ધારયું હતું કે અમી રી લોહી ધરાવનાર કદી પણુ પોતાના પેદ રને ભર રસ્તામાં આંચકો મારી પાડી નાખે નહીં ! તે તેનો બેટો હોયજ નહી !'

---

## પ્રકરણુ ૭૩ મું.

---

### દરબાર; લોકની આતુરતા.

બીજે દહાડે સહવાર પડતાં તમામ શુ રાબાદ હલમલી રહયું હતું. સબબ, લાલ મીનારના આગલે દીવસના સેતારાની તપા સ કરવા તથા ચુકાદો આજે આપવા હુમા યુને જાહેર કીધું હતું. ઘણુાકોની નજરમાં ગીરામી એક શેર સમાન હતો. કેટલાકોની લાગણી ગીરામીના કુટુંબ તરફ હતી. પણુ ઇનસાફ તે આખરે ઇનસાફ !

વળી એક જલ્લાદને હાજર થવા હુમા યુને તાકીદ દીધી હતી, તેથી લોકની જીજ્ઞા સા વધી હતી. પેદરને અપમાન કરનારને શું શાહ જલ્લાદને સ્વાધીન કરવા માગતો હતો ? ભર રસ્તામાં શમશેરબાજી રમી ગીરા મીએ શાહના સખત હુકમનો શું અનાદર નહી કીધો હતો. અને તેટલાંથી નહી ધરાતાં તેણુ શુ લાલ મીનારમાં 'ખુનરેજી ચલાવી નહી હતી ?

મારે ગીરામીને મોત સીવાય બીજો શુ લાયક બદલો મળે ? એવા દલેરનું માથું છટકાવી દેવાનો દેખાવ જોવામાં કાંઇ ઓર મજાહ મળવી જોઇએ એવું વીચારી દરબાર મળવાના વખતની ઘણું આગમચ લોક દી વાને બહીસ્ત આસપાસ ભેગું મળ્યું. જેમ જેમ વખત જતો હતો, તેમ તેમ તેમાં ઉમે રો થતો હતો.

દરબાર દીવાને—આમ નામના દીવાન ખાનામાં ભરવા હુમાયુને હુકમ આપયો હતો, લેકીન તેના બારણુાઓ હજી સુધી બંધ રા ખવામાં આવયાં હતાં. લોકની જીજ્ઞાસા વધુ અને વધુ વધતી ચાલી. ઘણુાઓ ગીરામી જેવા દલેરને ફકત જોવા સારૂ લાંબે તફાવ તથી આવયાં હતાં, કેટલાંકોને મનથી તે રા ક્ષસ હતો; કેટલાંકોના વીચારે તે એક દલેર હતો. લોકવીચારમાં કેટલો બધો ફરક ?

ઠરાવેલો વખત હવે વધુ નજદીક આવી લાગયો. દીવાને—આમના બારણુાઓ હજી બંધ હતાં. બારણુાઓ આગળ આખરે હથ યારબંધ પોહરેગીરો આવી ગોઠવાઇ ઉભા. હવે બારણુા ખોલવાનું કામ શરૂ થયું ફકત બેજ બારણુા ઉઘાડવામાં આવયાં. લોકે તેમા પેસવા માગયું, પણુ તેમને જણુાવવામાં આ વયું કે શાહે જેમને હાજર રહેવાનો હુકમ કીધો હતો તે સીવાય કોઇને અંદર દાખલ કરવામાં આવનાર નથી. વડા વઝીર સીવાય બીજા ઓધેદારોને વટીક અંદર દાખલ થવા મના કરવામાં આવી હતી.

આખરે શાહે હાજરી આપી. લોકે તે ને ખુશાલીના પોકારોથી વધાવી લીધો. તેની સાથે એક અબલા બુરખાથી તદન ઢંકાઇ ચાલતી હતી. તેણીનો ચેહેરો બુરખાને લીધે જણુાતો નહી હતો, છતાં તેણીના પોશાક પ રથી તે કાંઇ બાદશાહી ખાનદાનની હોય એ મ જણુાતું હતું.

શું તે હુમાયુનની માનીતી બેગમ અ ને અકબરની માદર હાજી બેગમ હતી ? ન હી. તેણીતો દીવાનખાનના ઝરૂખા પર તર તજની આવી બેઠી હતી. તેણીની સાથે વલી બીજી પણુ જનાનખાનાની બાનુઓ હતી ત યારે ગંભીર ચેહરાએ ચાલતા હુમાયુનની સાથે કોણુ નવજવાન ઓરત હતી ? થોડા વખતમાં આપણુે તે જાણીશું. હુમાયુનનો ચેહેરો ચીંતાથી ભરપુર જણુાતો હતો. વારં વાર તેની નજર બારણુા ભણી જતી. પેલો પાદશાહી પેગામચી હજી આવી પુગયો ન હી હતો. ફતેહ યા હારની ખબર પર તેની શેહનશાહી બલકે તેના જીવનો શું આધાર ન હતો ? તયારે તે અતી ચીંતાતુર થા માટે નહી થાય ?

હુમાયુને બેઠક લીધી. પેલી અબળા ઇસારત કરવાથી તેની નજદીક ખડી રહી.

હુમાયુને પોતાનો કાઝી હજી આવી લાગયો યા નહી તે જોવા સામેના બારણા પર નજર નાખી. હાફેઝ પોતાની લથડતે પગલે ચાલતી ખુબસુરત દીકરીને ટેકો આપી ચલાવી લઇ આવતો હતો. ભેગી મળેલી ઠઠમાંથી રસ્તો કાપતાં ગેસુ તથા તેની પરણેતર ઝીબુનનીશા પણ બીજે બારણેથી દાખલ થઇ અંદર પેઠાં. હુમાયુને છેક છેલી ઘડીએ હુકમ કાઢયાથી હુમયુનની પછી એ સઘળાંઓ આવયાં હતાં. ખરેખરાં તે વખતનો દેખાવ જોવા લાયક હતો.

---

## પ્રકરણ ૭૪ મું.

---

### હુમાયુનનો ઇનસાફ.

'કેદીઓને લઇ આવો!' હુમાયુને હુકમ કીધો.

તરતજ ગીરામી અને હશીમને હાજર કરવામાં આવયા. તેમની પુંઠેજ જલાદ પણ કુરનસ બજાવી દાખલ થયો. ગીરામીનું મોત ખચીત નજદીક હતું. બાહેર ભેગી મળેલી ઠઠમાંથી થોડાંક ડચકાં ખાવાના બાકી અવાજો વટીક સંભળાયા.

'હાફેઝ બીન હોથંગશાહ!' હુમાયુને કરડી નજર તેની તરફ કરી કહયું 'જે શખસ બે વખત મોતને તદન લાયક થયો હતો, તેની જીંદગી બચાવવા તમે કાંઇપણ સબબ જણાવયા વગર અરજ કીધી. કાઝીના ઓધા પરથી તમોને બરતરફ કરૂં છું.'

દીવાનખાનામાં નાખુશીનો ગણગણાટ સંભળાયો, તેણે બાહેર જઇ ખુલું રૂપ લીધું.

પોતાનો બચાવ કરવા હાફેજ આગળ વધયો, પણ તેને અટકાવી હુમાયુને જણાવયું: 'તુરાબાદના કાઝી દાખલની તમારી સતા છીનવી લેવામાં આવી છે, લેકીન તમને આજથી છોટે વજીર દાખલ ઠરાવવામાં આવયા છે. તમારા આચાર વીચારને એ નવો ઓધો હું લાયક ધારૂં છું.'

"મહેરબાને મન!" હાફેઝ બડબડયો.

"છોટે વઝીર! ચુપ!" હુમાયુને તેને અટકાવી ગેસુ તરફ નજર કરી કહયુ: "ગેસુ દરાઝ! લાંબો વખત સુધી હીંદમાંના એક અમીર દાખલ હું તને ઓળખતો હતો, લેકીન ગઇ કાલેજ મને માલમ પડયું છે કે તમો સઉથી સરસ અમીરી મન પણ ધરાવો છો."

ગેસુની આંખયો ખુશાલીના આંસુઓથી તરતજ તર થઇ, અને તે નમયો.

"હાફેઝને ઠેકાણે તુરાબાદના કાઝી દાખલ હું તને નેમું છુ. તમોને જે અપમાન ગઇ કાલે મળયું હતું, તેનો ઇનસાફ માગવા તમો ગઇ કાલે મારી હજુર આવયા હતા એ ઇનશાફનું કામ હું તમનેજ સપુરદ કરૂં છું."

ગેસુ થરથર કાંપવા લાગયો. ઝીબુનનીશા ઉજળી પુણી બની ગઇ.

'હવે ગીરામી!' હુમાયુને કહયું "બે વખત તમે મોતને લાયક થયા છો. પેહલા તો તમામ આદમો સામે તમે બળવો ઉઠાવયો. મેં તે ગુનાહ માફ કીધો; બીજી વખત તમે કુદરતી કાયદા સામે માથું ઉંચ કયું અને એવા અધોર ગુનાહની શીક્ષા કરવાનું કામ મારે માટે અશકય ધારી મેં તે તમે જેનું અપમાન કીધું તેના હાથમાંજ સોંપયું છે. તેને ગમે તો તે તમને શીક્ષા કરે યા માફી બક્ષે, અમીર ખાનદાની દાખલના તમારા તમામ હક હું છીનવી લઉં છું, અને મારી રઇયતના મુફલેસમાં મુફલેસ શખસ દાખલ હવેથી તમોને ગણવામાં આવેછે."

'અને બાનુ ગુલબદન!' હુમાયુને તેણી તરફ ફરી હસ્તે મહોડે જણાવયું 'તમો આજથી જંગલની ગામડયણ દાખલ નથી, પણ મુગલ ખાનદાનની શાહજાદી દાખલ છો. એક શાહજાદી દાખલ ગમે તે સાથ નેકાહ કરવાની તમોને સંપુરણ છુટ બક્ષવામાં આવે છે. તમારે ગમે તો એકાદ અમીર સાથે નીકાહ કરો, તમારે ગમે તો કતલ થનારની સાથે નેકાહના ગાંઠથી જોડાવો.'

'હવે હસીમ મીરઝા!' હુમાયને તેની તરફ જોઇ કહયું 'તમોને છોડી દેવામાં આવે છે, અપમાન કરવામાં આવયાથી તમોને શમશેરબાજી રમવાની ફરજ પડી હતી, પણ લડતાં લડતાં વટીક તમોએ બુઝરગીની અરજને માન આપયું, એના બદલામાં લશકરના એક સરદાર દાખલ તમારી નેમણુક કરવામાં આવે છે, હવે નયાયતનું કામ આગળ ચલાવો. કાઝી ગેસુ! ચુકાદો આપો!'

---

## પ્રકરણ ૭૫ મું.

---

### ખુશીના દેખાવો.

સઘળાઓની નજર હવે કાઝી ગેસુ દરાઝ તરફ ગઇ, સઘળી હીમત એકઠી કરી ઝીબુનનીશા ધીમે કદમે પોતાના ખાવંદ આગળ ગઇ અને મીનતજારીની રૂપે કહયુ; 'એક દુખી માદર પોતાના બેટાની માફી માટે અરજ ગુજારે છે.'

બે ત્રણ પલ સુધી તદનજ શાંતી દીવાનખાનાંમાં ફેલાઇ રહી, આખરે ગેસુએ ઝબાન ખોલી જણાવયું: 'હું એને માફી બક્ષું છું!'

ઠઠમાં પાછો ઘોંઘાટ થયો. ગીરામી તદન ઉજળો પુણી જેવો બની ગયો. પોતાની નજદીક કાંઇ હથયાર પડેલું હતું યા નહી તે માટે તેણે નજર નાખી, એવા ઇરાદાથી કે ગેસુના મુખની માફી સ્વીકારવા કરતાં તે આપઘાત કરી જીંદગીનો અંત આણે.

પણ ગીરામી પોહરેગીરોના હાથમાં તદન હથયારવનાનો હતો.

'હવે શાહજાદી ગુલશન! તમારી વારી આવી!' હુમાયુને જણાવયું.

ગુલશન આગળ વધી અને ગીરામી સામુ જોઇ પોતાનો બુરખો ઉંચકી અતીઘણા પયારથી કહયું; 'ગીરામી! હું તને ચાહું છું!'

ગીરામી અજાયબીથી એક પલ વીચારમાં ગુંટાયો; તેણે હમીદા ભણી નજર ફેંકી અને પછી તેણે પોતીકો હાથ ગુલશનના હાથમાં મેલયો. શાહજાદી ગુલશને તે ઘણાજ પયાર સાથે પોતાના હાથમાં લીધો.

'શાહજાદી ગુલશન!' હુમાયુને સવાલ કીધો 'તમો શું આ ગીરામી જેવા સાથે નેકાહ કરવા પસંદ કરો છો? કે જેની પાસે ખાધાની ખાક નથી, માન નથી, મરતબો નથી.'

'જનાબેઆલી! હું એને ચાહું છું! ખરાં જીગરથી ચાહું છું!' ગુલશને મક્કમ પણે ઉતર વાલ્યો, અને હુમાયુનના પગ આગળ ગુંઠણમંદીએ પડવા ગીરામીને ફરજ પાડી તે પોતે પણ ગુંઠણમંદીએ પડી.

'ભલે! હુમાયુનનો બોલ તે હુમાયુનનો બોલ! કબુલાત તે આખરે કબુલાત! ઉમરાવ ગીરામી! ઉઠ? આજથી તુને ઉમરાવના પદે ચઢાવવામાં આવે છે. શાહજાદી ગુલશનનો હાથ નેકાહમાં કબુલ કર! કે જે એક શાહની બેહેન છે અને એક મરહુમ શેહેનશાહની બેટી છે!' એટલું બોલી તેણે હશીમ મીરઝાં તરફ તરતજ નજર ફેરવી કહયું! સરદાર હશીમ મીરઝાં! હવે તમારી વારી આવી.'

સરદાર હશીમ મીરઝાં મજબુત કદમે હમીદા આગળ ગયો અને કહયું: 'બાનુ! બે વરસ થયાં હું તમોને ખરાં જીગરથી ચાહું છું. એકાંતમાં તેમ કહેવા મારી હીમત ચાલી નહી હતી; લેકીન શેહેનશાહ—અલ્લાહ હમેશાં એમને સુખી રાખો—નસીરૂદીનના ઉતેજન નથી તથા બક્ષેસથી લલચાઇ હું તે નામવરની હજુરમાંજ નેકાહ માટે તમારો હાથ માગું છું.'

'મારા પેદરની રજા પેહેલ્લાં પુછો.' હમીદાએ ઉતર વાલ્યો.

'હમીદા બાનુ! આજથી હું તારા પેદર દાખલ છું.' હુમાયુને જણાવયું 'હું ધારૂં છું કે તમારૂં જોડું બરહક છે.'

હમીદા નમી. સઘળાંઓ આ પ્રમાણે ખુશાલીથી છલકાઇ રહેલાં હતાં, તેટલાંજ ઠઠમાં મોટો ઘોંઘાટ થયો. ખુશાલીનાં અવાજો પર અવાજો થવા લાગયા, આખરે પાદશાહી પેગામચી મારફત ઘોડો આવી પુગયો હતો. તેનો ચેહરો ખુશાલીથી દીપી નીકળેલો હતો, તેથી પણ કદાચ ચતુર લોકે અટકલ કીધી હોય.

ધુલથી ભરાઇ ગયલો આ ઘોડેસ્વાર પેગામચી હાંફતા ઘોડાપરથી ઉતરી સીધો દી

ખાનખાનામાં દાખલ થયો અને 'શેહેનશાહ સલામત!' બોલી નમીને અતી ખુશાલ ચેહેરે મોહોર સાથનો એક રૂકકો આપયો.

હુમાયુને તે લીધો, રૂક્કા પરના દસ્કત તેણે તરતજ પીછાણ્યા, તે સેનાધીપતી બયરામખાનના હતા. અતી ઝડપથી રૂકકો ખોલી શરૂઆતની લીટીઓ વાંચતાંજ હુમાયુનના ચેહેરાપર અતી ખુશાલી પથરાઇ ગઇ. તેણે તે રૂકકો વાંચયો, તેમાં એ ફુરકમાન સરદારે ખુસ વધાઇ આપી જણાવયું હતું કે (હીજરી સને ૯૬૨–ઇ. સ. ૧૫૫૫) રબાનની બીજી તારીખે તેણે એક અતી સખત લડાઇમાં સરહીંદ નજદીક સીકંદર શાહને હરાવયો હતો, આ લડાઇથી હુમાયુન પાછો હીંદનો શેહેનશાહ થયો હતો. આ બીના જાહેર થતાં તમામ આલમ હરખથી જાણે ઘેલી ગાંડી થઇ. આ વધાઇના બદલામાં શેહેનશાહ હુમાયુને બયરામખાંને કીમતી હીરાઓ ઉપરાંત ખાન ખાનાનનો ખેતાબ બક્ષયો.



જરથોસ્તીઓમાં વરસો થયાં પંકાયલી અને હજારોનાં વેચાણવાળી

# કરાણીની પાક ખોરદેહ અવસ્તા.

**૧—કરાણીની તમામ ખોરદેહ અવસ્તા**

જેમાં અષેમ, યથા, ૫ ગેહો, સર્વ ન્યાએશો, ૪ પતેતો, સર્વ બાજ, દુવા, નમસ્કાર, સર્વ (૨૫) યશ્તો, ૩૦ રોજની સેતાયશો, ૫ ગાથા, ફરામરોદનો હા, ૨૧ મોનાજાતો અને પેહસારણું વિ૦ નો સમાવેશ કીધો છે. **છપાઇ અને બંધાઇ શ્રેષ્ટ કીધી છે.**

કિ. ફકત રૂ. ૧.

ઉંચીજ ચામડાંમાં બાંધેલીનો રૂ. ૧ા.

**૨—કરાણીની ખોરદેહ અવસ્તા.**

જેમાં સાધારણ સર્વે બંદગી, હોરમઝદ, અરદીબેહશ્ત, મોટી તથા નાની હપતન, સરોશ યશ્ત હાદોખત તથા વડી, આવાં યશ્ત, ખોરદાદ, તીર ગોશત અને બેહરામ યશ્ત વિ૦ મળી ૧૩ યશ્ત આપી છે.

કિમત ફકત આના આઠ.

**૩—કરાણીની પાવલાવાળી ખોરદેહ અવસ્તા—**

જેમાં સર્વ ગેહો, સર્વ ન્યાએશો, ૩ પતેતો, ઉપરાંત હોરમઝદ, અરદીબેહેસ્ત, મોટી તથા નાની હપતન, સરોશ હાદોખત અને વડી, બેહરામ, હોમ અને વનંત મળી **નવ** યશ્તો આપી છે.

સેહલાઇથી ગજવામાં રહે એવી ફુલ કલૉથ, ગીલ્ટ ઍમબૉસ બાઇન્ડીંગ સાથની ૪૬૦ પાનાની આ પાક કેતાબની **કિમત ફકત આના ચાર.**

**૪—કરાણીની (છોકરાંઓ માટેની) પાક ખોરદેહ અવસ્તા**

નવજોતનું શીખતાં છોકરાઓ માટે ફુલ ક્લૉથ બાઇનડીંગની અવસ્તા.

**પાકેટ સાઇઝ—કિમત ફકત આના ત્રણ!**

---

# ગોહરે-જમાસપી

આજ લગી ભરમમાં રહેલી આ કેતાબ અમોએ છપાવી પ્રગટ કીધી છે જેમાં અસલની સર્વ હકીકતો, ઇરાન સરજમીનનો અસલ ઇતીહાસ (પાદશાહોનાં ચીત્રો સાથે), નસીબ જોવાનું **ફાલનામુ,** ફાલચક્ર તેમજ દુઃખ દરદોના તાવીજો આપયાં છે.

કિમ્મત ફકત રૂ. ૧ા.

---

## જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પારસી બજાર, કોટ, મુંબઇ.

# જે. વી. નવલખીની કુંo

## કાલબાદેવી રોડ, મુંબઇ.

જે. વી. નવલખીની કું.




કાલબાદેવી રોડ મુંબઇ

હરેક જાતની સ્ટેશનરી, ડ્રોઇંગ-પેન્ટીંગ, કીનડરગારટન અને રબર સ્ટેમ્પનો છુટક તથા જથ્થાબંધ માલ બનાવનારા, રબર સ્ટેમ્પ વેચનારા વગેરે રબરના અંગ્રેજી ટાઇપના બાકસ (કે જેથી કોઇ પણ માણસ નામ ઠેકાણું વગેરે છાપી શકે છે.) કીમત રૂ. ૦ાાથી રૂ. ૧૫) સુધી.

---

## હારમોનીયમ. હારમોનીયમ. હારમોનીયમ.

હીંદી સંગીતને મલતા અવાજના ઘણાજ મધુર અને ટકાઉ રીયલ બીચ ઉડના ઉંચી બનાવટના **હારમોનીયમ** ખાસ અમારા કારખાનામાં ઓરડરથી બનાવી આપીશું તથા અમારે ત્યાં ઘણી જાતના **હારમોનીયમ**નો જથો હમેશાં તૈયાર રહે છે. જોઇ જવાને ખાસ અમારી ભલામણ છે.

આજકાલ ઘાસલેટના પેટારા જેવા ભેપુરાને મલતા અવાજના બજારૂ હાર-**મોનીયમ** લેવા અગાઉ અમારી દુકાને જરૂર ફેરો મારી જવો.

**નારણદાસ જીવનદાસ,**

હારમોનીયમ બનાવનાર તથા રીપેર કરનાર

કાલબાદેવી રોડ-તાર ઓફીસ પાસે મુંબઇ.